એક મહાન્ ગ્રંથ હતો તે તો ક્યારનોયે નામશેષ થઈ ગયો છે.

નામક એક મોટો સાંખ્યગ્રંથ હતો. એના પ્રણેતા આચાર્ય પંચશિખ હતા. વાચસ્પતિ પ્રભૃતિ વિચારકોના અભિપ્રાય પ્રમાણે એ ષષ્ટિતંત્રશાસ્ત્ર વાર્ષગણ્યનું હતું. ષષ્ટિતંત્રમાં આવેલા વિષયો સંબંધી માહિતી 'અહિર્બુધ્ન્યસંહિતા'ના બારમા અધ્યાયમાંથી મળી આવે છે. એ સંહિતામાં ષષ્ટિતંત્રના બે વિભાગ બતાવવામાં આવ્યા છે. પ્રથમ વિભાગ તે 'પ્રકૃતિમંડળ' અને દ્વિતીય વિભાગ તે 'વિકૃતિમંડળ.' એ બન્ને વિભાગમાં નીચે જણાવેલા કુલ સાઠ વિષયોનું પ્રતિપાદન થયેલું હતું અને તેથી જ એ ગ્રંથને 'ષષ્ટિતંત્ર' નામ આપવામાં આવ્યું જણાય છે.

| પ્રકૃતિમંડળમાં ૩૨ વિષયો છે. | વિકૃતમંડળમાં ૨૮ વિષયો છે. |
|---|---|
| ૧ બ્રહ્મતંત્ર | ૧–૫ કર્મકાંડ |
| ૨ પુરુષતંત્ર | ૬ ભોગકાંડ |
| ૩ શાક્તતંત્ર | ૭ વૃત્તકાંડ |
| ૪ નિયતિતંત્ર | ૮–૧૨ પંચક્લેશ કાંડ |
| ૫ કાલતંત્ર | ૧૩–૧૫ ત્રણ પ્રમાણકાંડ |
| ૬–૭–૮ ત્રિગુણતંત્રો | ૧૬ ખ્યાતિકાંડ |
| ૯ અક્ષરતંત્ર | ૧૭ ધર્મકાંડ |
| ૧૦ પ્રાણતંત્ર | ૧૮ વૈરાગ્યકાંડ |
| ૧૧ કર્તૃતંત્ર | ૧૯ ઐશ્વર્યકાંડ |
| ૧૨ સામ્યતંત્ર | ૨૦ ગુણકાંડ |
| ૧૩–૧૭ પાંચ જ્ઞાનતંત્રો | ૨૧ લિંગકાંડ |
| ૧૮–૨૨ પાંચ ક્રિયાતંત્રો | ૨૨ દૃષ્ટિકાંડ |
| (કર્મેન્દ્રિયોને લગતાં) | ૨૩ આનુશ્રવિકકાંડ |
| ૨૩–૨૭ પાંચ તન્માત્રાતંત્રો | ૨૪ દુઃખકાંડ |
| ૨૮–૩૨ પાંચ મહાભૂતતંત્રો | ૨૫ સિદ્ધિકાંડ |
| | ૨૬ કાષાયકાંડ |
| | ૨૭ સમયકાંડ |
| | ૨૮ મોક્ષકાંડ |

—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ,
પૂર્વાર્ધ, પૃ ૯૫–૯૬.

જોકે આજે સાંખ્યદર્શન, એ વૈદિક દર્શનોમાંનું એક દર્શન ગણાય છે; પણ કોઈ કાળે સાંખ્યદર્શનના આચાર્યો અનેક બાબતમાં ચાલુ વૈદિક પરમ્પરા કરતાં સ્વતન્ત્ર મત ધરાવતા હોવાથી વૈદિક વિદ્વાનો દ્વારા નાસ્તિક

---

'ષષ્ટિતંત્ર'નો ઉલ્લેખ જૈન આગમોમાં અનેક સ્થળે કરવામાં આવેલો છે. જે સ્થળે કોઈ બ્રાહ્મણ કે પરિવ્રાજકની વિદ્વત્તાનું વર્ણન કરવામાં આવેલું છે તે સ્થળે આ 'ષષ્ટિતંત્ર' અને બીજા પણ બ્રાહ્મણ ગ્રંથોનાં નામો ઉલ્લેખવામાં આવ્યાં છે. જેમ કે, સ્કંદકપરિવ્રાજકના વર્ણનના પ્રસંગમાં જણાવેલું છે કે,

"तत्थ ण सावत्थीए नयरीए गद्दभालिस्स अंतेवासी खंदए नामं कच्चायणस्सगोत्ते परिव्वायगे परिवसइ रिउव्वेद-जजुव्वेद-सामवेद-अहव्वणवेद-इतिहासपंचमाण निघंटुछट्ठाणं चउण्ह वेदाणं संगोवंगाण सरहस्साणं सारए वारए धारए पारए सडगवी सट्ठितंतविसारए सखाणे सिक्खाकप्पे वागरणे छंदे निरुत्ते जोतिसामयणे अन्नेसु य बहुसु बंभण्णएसु परिव्वायएसु य नयेसु सुपरिनिट्ठिए यावि होत्था—"

—ભગવતીસૂત્ર, શતક ૨, ઉદ્દેશ ૧,
પૃ. ૧૧૨, સમિતિ.

ત્યાં શ્રાવસ્તી નગરીમાં સ્કંદક નામે એક પરિવ્રાજક રહે છે જે ગદ્દભાલિનો અંતેવાસી છે અને ઇતિહાસ તથા નિઘંટુ સહિત ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ એ ચાર વેદોનો સાંગોપાંગ જ્ઞાતા, છ અંગને જાણનારો, ષષ્ટિતંત્રમાં વિશારદ, ગણિત, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરુક્ત જ્યોતિષશાસ્ત્ર વગેરે શાસ્ત્રોનો વેત્તા અને બીજા પણ બ્રાહ્મણનયોમાં અને પરિવ્રાજકનયોમાં સુપરિનિષ્ઠિત છે."

"ષષ્ટિતંત્ર" નો અર્થ કરતાં ભગવતીના ટીકાકાર જણાવે છે કે,

"'सट्ठितंतविसारए' त्ति कापिलीयशास्त्रपण्डितः" भ०
"षष्टितन्त्रं कापिलीयं शास्त्रम्" कल्पसूत्र.

કલ્પસૂત્રમાં (દેવાનંદીના સ્વપ્નફળનો અધિકાર, કલ્પસૂત્ર વ્યાખ્યાન ૧-પૃ. ૧૫) ઋષભદત્ત બ્રાહ્મણ પોતાની સ્ત્રી દેવાનંદાને સારાં સ્વપ્નાં આવ્યાથી એમ જણાવે છે કે, હે દેવિ! તમને એક સુંદર પુત્ર થશે અને તે ચાર વેદ અને ષષ્ટિતંત્ર વગેરે ગ્રંથોમાં નિપુણ થશે. એ જગ્યાએ મૂળ પાઠ ભગવતી સૂત્રના ઉપર્યુક્ત મૂળ પાઠને અક્ષરશઃ મળતો છે.

ગણાતા [10]અને સાંખ્ય આચાર્યો પણ કપિલના તત્ત્વજ્ઞાનને વેદ, મહાભારત, પુરાણ અને મનુસ્મૃતિ આદિના જ્ઞાન કરતાં શ્રેષ્ઠ[11] સમજતા. પરન્તુ એક બાજુ સ્વતન્ત્ર સાંખ્ય આચાર્યોની પરમ્પરા લુપ્ત[12] થઈ અને બીજી બાજુ વાચસ્પતિ

---

૧૦. આસુરિ નિરીશ્વર સાંખ્યમતના ઉપદેશક હોવાથી શ્રૌત વિચારપરંપરાના વિરોધી મનાયા છે તેને પરિણામે શતપથના વંશ બ્રાહ્મણમાંથી ઋષિ તરીકેની તેમની વંશપરંપરા બંધ પડ્યાનું અનુમાન શ્રીયુત નર્મદાશંકર મહેતા બી. એ. કરે છે તે અવશ્ય વિચારણીય છે. જુઓ, હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ભાગ ૧ લો, પૃ. ૯૪.

આદ્ય શંકરાચાર્ય પોતે જ કપિલને શ્રુતિવિરુદ્ધ તેમ જ મનુવચન વિરુદ્ધતંત્રના પ્રવર્તક કહે છે. જુઓ બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્ય ૨—૧—૧.

૧૧. માઠરવૃત્તિકાર મૂલકારિકાની વ્યાખ્યા કરતાં કહે છે કે " આ કપિલ ઋષિએ ઉપદેશેલું તત્ત્વજ્ઞાન વેદ, પુરાણ, મહાભારત અને મનુઆદિ ધર્મશાસ્ત્રો કરતાં પણ ચઢિયાતું છે.          —જુઓ સાંખ્યકારિકા, ૭૦ ની માઠરવૃત્તિ.

૧૨. " સાંખ્યદર્શનને અનુસરનારા સંન્યાસીઓનો વેષ અને આચાર આ પ્રમાણે છે. તેઓ ત્રિદંડી કે એકદંડી હોય છે, અધોવસ્ત્રમાં માત્ર કૌપીનને પહેરે છે. પહેરવાનું વસ્ત્ર ગેરૂઆ રંગનું રાખે છે. કેટલાક ચોટલીવાળા હોય છે, કેટલાક જટાધારી હોય છે અને કેટલાક ક્ષુરમુંડ હોય છે. આસનમાં મૃગચર્મ રાખે છે, બ્રાહ્મણને ઘેર ભોજન લે છે. કેટલાક માત્ર પાંચ કોળીયા ઉપર રહે છે. એ પરિવ્રાજકો બાર અક્ષરનો જાપ કરે છે. તેઓને નમસ્કાર કરનારા ભક્તો ' ॐ नमो नारायणाय ' એમ બોલે છે અને તેઓ સામુ ફક્ત ' नारायण नमः ' કહે છે. જૈન સાધુઓની પેઠે તેઓ પણ બોલતી વખતે મુખવસ્ત્રિકા રાખે છે. એઓની એ મુખવસ્ત્રિકા કપડાની નથી હોતી પણ લાકડાની હોય છે. મહાભારતમાં એ મુખવસ્ત્રિકાને 'બીટા' કહેવામાં આવી છે. એઓ પોતે જીવદયા નિમિત્તે પાણી ગળવાનું ગળણું રાખે છે અને તેમ કરવા પોતાના અનુયાયીઓને પણ સમજાવે છે. મીઠા પાણીની સાથે ખારું પાણી ભેળવવાથી હિંસા થયાનું માને છે અને પાણીના એક બિંદુમાં અનંત જીવોની હયાતિ સ્વીકારે છે. એમના આચાર્યોના નામ સાથે ' ચૈતન્ય ' શબ્દ જોડાયેલો હોય છે. એઓની વધારે વસ્તી બનારસમાં છે. ધર્મને નામે એઓ કોઈ પ્રકારની હિંસા કરવાનું માનતા નથી."

જૈનદર્શન—ગૂજરાતી અનુવાદ—(પં. બેચરદાસનો) પ્રસ્તાવના પૃ. ૭૩.

મિશ્ર જેવા પ્રસિદ્ધ વૈદિક વિદ્વાને સાંખ્યકારિકા ઉપર શ્રુતિને બાધ ન પહોંચે એવી વેદસમન્વયી સૌમ્ય ટીકા[13] લખી એ કારણથી વૈદિક વિદ્વાનોને સાંખ્યદર્શન ઉપર નાસ્તિકતાનો કટાક્ષ નામશેષ થઈ ગયો છે.

જૈન ગ્રન્થોમાં સાંખ્યદર્શનને લગતી નોંધાયેલી હકીકત વૈદિક ગ્રંથોમાંની હકીકત સાથે કેટલીક બાબતોમાં મળે છે, તો કેટલીક બાબતોમાં જુદી પડે છે. મળતી આવતી બાબતો ત્રણ છે: (૧) સાંખ્યદર્શનનું પ્રાચીનત્વ તેમ જ કપિલનું ક્ષત્રિયત્વ, (૨) કપિલના શિષ્ય તરીકે આસુરિનું હોવું અને (૩) ષષ્ટિતન્ત્ર નામક સાંખ્યગ્રંથની રચના. જુદી પડતી બાબતોમાં મુખ્ય બાબત સાંખ્યદર્શનના આદિ પ્રણેતાની છે. વૈદિક ગ્રન્થો મતભેદ વિના જ કપિલને સાંખ્યદર્શનના આદિ પ્રણેતા વર્ણવે છે; ત્યારે જૈન કથા કપિલને આદિ પ્રણેતા ન કહેતાં મરીચિને સાંખ્યદર્શનના મુખ્ય પ્રવર્ત્તક તરીકે વર્ણવે[14] છે. જૈન કથા પ્રમાણે એ મરીચિ, જૈનોના પરમ માન્ય અને અતિપ્રાચીન પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવના પૌત્ર અને ભરત ચક્રવર્ત્તિના પુત્ર થાય. એમણે પ્રથમ પોતાના પિતામહ પાસે જૈન દીક્ષા સ્વીકારેલી, પણ પાછળથી શિથિલાચાર થઈ એક નવો જ વેષ કલ્પી સાંખ્યદર્શનના પ્રસ્થાનનો પાયો નાખ્યો. જૈન કથા સાંખ્ય આચાર્યોના અગ્રણી તરીકે કપિલનું અસ્તિત્વ સ્વીકારે છે; પણ તે મરીચિ બાદ મરીચિના શિષ્ય તરીકેનું. કપિલે મરીચિના શિષ્ય થઈ પોતાના મતનો વિસ્તાર કર્યો અને આસુરિ નામના શિષ્યને સાંખ્યતત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો. બીજી જુદી પડતી બાબત એ છે કે ષષ્ટિતન્ત્રગ્રન્થ જૈન કથા પ્રમાણે આસુરિનો રચેલો છે; જ્યારે વૈદિક પરમ્પરા અને ખાસ કરી સાંખ્યદર્શનની પરમ્પરા પ્રમાણે એ ગ્રન્થ પંચશિખનો છે.

જૈન અને વૈદિક સાહિત્યમાંની કેટલીક હકીકતોમાં, ભાવનાઓમાં અને વર્ણનશૈલીમાં ખાસ ભેદ હોવા છતાં એક વાત સુનિશ્ચિત છે કે સાંખ્યદર્શનની પ્રાચીનતા બન્નેના સાહિત્યથી પુરવાર થાય છે. સાંખ્યદર્શનનો ઇતર દર્શનો ઉપર જુદી જુદી બાબતોમાં ઓછોવત્તો જે ગંભીર પ્રભાવ પડેલો દેખાય છે તે વળી તેની પ્રાચીનતાનું આન્તરિક પ્રમાણ છે.

---

૧૩. ઉદાહરણ તરીકે, સરખાવો બીજી સાંખ્યકારિકા ઉપરની કર્મકાંડ-પ્રધાન વૈદિક શ્રુતિઓનો સકટાક્ષ પરિહાસ અને ઉગ્ર વિરોધ કરતી માઠર વૃત્તિ સાથે એ જ કારિકાની સાંખ્યતત્ત્વકૌમુદી તથા ૭૦મી કારિકાની માઠરવૃત્તિ-સાથે એ જ કારિકાની સાંખ્યતત્ત્વકૌમુદી.

૧૪. જુઓ, પરિશિષ્ટ નંબર ૧.

૨—બૌદ્ધદર્શન, એ સાંખ્યદર્શનની પેઠે માત્ર સ્વલ્પસાહિત્યમાં જ જીવિત નથી પણ એના સાહિત્યની અને અનુયાયીઓની પરમ્પરા જેમ અખંડ છે તેમ વિશાળ પણ છે. એ દર્શનના પ્રસ્થાપક ગૌતમબુદ્ધ કપિલવસ્તુના વાસ્તવ્ય શુદ્ધોદનના પુત્રરૂપે ઈ. સ. પહેલાં છઠ્ઠા સૈકામાં થયેલા. તેમણે ઘર છોડી ત્યાગ સ્વીકાર્યો અને જુદા જુદા ગુરુઓની ઉપાસના કરી. અને છેવટે તે ગુરુઓને છોડી સ્વતન્ત્રપણે જ વિચાર કરતાં તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. ભગવાન બુદ્ધે જ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં કરેલી તપસ્યા અને ગુરુ ઉપાસનાનું વર્ણન મળે છે.[૧૫] તેઓ આળારકાલામ અને ઉદ્દકરામપુત્ત એ બેની પાસે જઈ યોગમાર્ગ શીખ્યા એવું વર્ણન છે. અને તે વખતે પ્રચલિત અનેકવિધ તપસ્યાઓ કર્યાનું વર્ણન તો તેઓએ પોતે જ આપ્યું છે. એમાં તેઓએ પોતે જૈન પરમ્પરામાં દીક્ષા લેવાનું કોઈ પણ સ્થળે સ્પષ્ટ કહ્યું નથી. અલબત્ત, તેમણે વર્ણવેલ પોતાના તપસ્યા અને આચારના અનુભવમાં કેટલીક તપસ્યા અને કેટલોક આચાર જૈન[૧૬] હોય એમ લાગે છે. બુદ્ધ ભગવાન પોતે તો જૈન પરમ્પરામાં દીક્ષિત થયાનું નથી કહેતા પણ તેમના પછી લગભગ પંદરસો વર્ષ બાદ લખાયેલ એક જૈન સામ્પ્રદાયિક ગ્રન્થમાં ગૌતમબુદ્ધનું જૈનોના ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથની પરમ્પરામાં દીક્ષિત થયાનું અલ્પ માત્ર વર્ણન છે. એ વર્ણનમાં ગ્રન્થકાર ગૌતમ બુદ્ધને જૈન દીક્ષા છોડી નવીન મતના પ્રવર્તાવનાર તરીકે સામ્પ્રદાયિક કટાક્ષની ભાવનાથી[૧૭] ઓળખાવે છે.

જૈન આચાર્યોની પેઠે વૈદિક વિદ્વાનોએ પણ તથાગત ગૌતમબુદ્ધને તેમના વૈદિકપરમ્પરા સામેના ક્રાન્તિકારી વિચારોને લીધે નાસ્તિક તરીકે વર્ણવ્યા છે.[૧૮] તેમ છતાં જેમ જૈન આચાર્યોએ પોતાના સર્વસંગ્રાહક નયવાદમાં ગૌતમબુદ્ધના ક્ષણિક વાદનો એક નયરૂપે સમાવેશ કરી તે દર્શનનો સમન્વય[૧૯] કર્યો છે,

૧૫. આ માટે જુઓ, પુરાતત્ત્વ, પુસ્તક બીજું, પૃ. ૨૪૯—૨૫૭. બુદ્ધચરિત્ર લેખમાળા.

૧૬. આ માટે સરખાવો મજ્ઝિમનિકાયના મહાસિંહનાદસુત્રના પેરેગ્રાફ ૨૧ સાથે દશવૈકાલિકનું ત્રીજું તથા પાંચમું અધ્યયન.

૧૭. જુઓ, પરિશિષ્ટ, નં. ૨.

૧૮. જુઓ, આ લેખમાળાનો પહેલો લેખ. પુરાતત્ત્વ પુસ્તક ચોથું, પરિશિષ્ટ ૧ તથા ૩.

૧૯ "जं काविलं दरिसणं एयं दव्वट्ठिअस्स वत्तव्वं ।
सुद्धोअणतणयस्स उ परिसुद्धो पज्जवविअप्पो" ।।४८।।
—સંમતિતર્ક મૂળ, તૃતીયકાંડ.

તેમ એક વાર બુદ્ધ ભગવાનને ધર્માતિક્રમી અને પ્રજાદ્રેષી તરીકે ઓળખાવનાર સમર્થ વૈદિક વિદ્વાનોના વંશજોએ બુદ્ધના આચાર અને વિચારની લોકપ્રિયતા વધતાં જ પોતાના સર્વસંગ્રાહક અવતારવાદમાં તેમનું સ્થાન ગોઠવ્યું છે; અને વિષ્ણુના અવતારરૂપે તેઓની નિન્દા-સ્તુતિ પણ કરી છે.[20]

૩—સાધારણ જનતાની વાત તો એક બાજુએ રહી પણ વિશિષ્ટ વિદ્વાનો સુદ્ધાં ભારતીય દર્શનોનો ઇતિહાસ લખતી વખતે જે દર્શનનું આજે સ્મરણ પણ કરતા નથી તે આજીવકદર્શન એક વખત હિન્દુસ્તાનમાં બહુ જાણીતું અને બહુ ફેલાયેલું હતું. જોકે અત્યારે તો એ આજીવક દર્શન પોતામાંથી ઉદ્‌ભવ પામેલા અનેક નાના સમ્પ્રદાયોના નામમાં અને દેશ-કાળ પ્રમાણે બદલાયેલ આચાર-વિચારમાં નામથી અને સ્વરૂપથી તદ્દન ભૂંસાઈ ગયું છે, છતાં ઈ. સ. ના છઠ્ઠા સૈકા સુધી તે દર્શનના સ્વતન્ત્ર આચાર્યો હોવાનું અનુમાન પ્રોફેસર હોર્નલ વરાહમિહિરના બૃહજ્જાતક ઉપરથી કરે છે.[21] સાહિત્યના પ્રદેશમાં તો એનું પોતાનું કાંઈ પણ સાહિત્ય આજે શેષ નથી. છતાં જૈન, બૌદ્ધ અને વૈદિક ગ્રન્થોમાં આજીવક મત, તેનાં મન્તવ્યો અને તેના પ્રવર્તકોના મહત્ત્વપૂર્ણ ઉલ્લેખો[22] મળે છે. વૈદિક ગ્રન્થો કરતાં જૈન અને બૌદ્ધ ગ્રન્થોમાં એ ઉલ્લેખો ઘણા પ્રમાણમાં છે. માત્ર પાછળના ટીકાગ્રન્થોમાં જ નહિ પણ જૈનોના મૂળ આગમ અને બૌદ્ધોના પિટકગ્રંથોમાં સુદ્ધાં આજીવક મત વિષે વર્ણન છે. આજીવક પંથના નંદવચ્છ, કિસસંકિચ્ચ અને મખ્ખલિ એ ત્રણ નાયકોનો નિર્દેશ બૌદ્ધ વાઙ્‌મયમાં છે. તેમાં એ મખ્ખલિનું નામ બુદ્ધ ભગવાનના સમકાલીન છ મહાન્ પ્રતિસ્પર્ધીઓમાંના એક પ્રતિસ્પર્ધી તરીકે બૌદ્ધપિટક[23] માં છે.

---

૨૦ "निन्दसि यज्ञविधेरहह श्रुतिजातं
सदयहृदयदर्शितपशुघातम् ।
केशव ! धृतबुद्धशरीर ! जय जगदीश ! हरे ! ॥९॥

૨૧ જુઓ, તેમનો 'આજીવિક' ઉપરનો નિબંધ.

૨૨ એ બધા ગ્રંથોની સવિસ્તર સૂચી પ્રો. હોર્નલના (આજીવિક) નામના નિબંધમાં છે—જુઓ, એન્સાઇક્લોપીડિયા ઓફ રીલીજીયન એન્ડ ઇથિકસ વોલ્યુમ ૧ પૃ. ૨૫૯

૨૩. જુઓ, दीघनिकाय सामञ्ञफलसुत्त તથા તેનો મરાઠી અનુવાદ (પ્રો૦ રાજવાડેકૃત) પરિશિષ્ટ પૃ. ૯૦.

એ જ મખ્ખલિ તે જૈન ગ્રંથોમાં વર્ણવાયેલ મંખલિગોશાલ; આ ગોશાલક દીર્ઘતપસ્વી ભગવાન મહાવીરની તપસ્યા વખતે તેમનો છ વર્ષ સુધીનો સહચારી. એ ગોશાલકનું પ્રથમ ભગવાન મહાવીરના શિષ્યરૂપે, પછી આજીવક પંથના નેતા તરીકે અને ભગવાન મહાવીરના કટ્ટર પ્રતિસ્પર્ધી રૂપે પ્રસિદ્ધ જૈન આગમ ભગવતીમાં વર્ણન છે. ગોશાલકના અનુયાયી વર્ગ અને ભગવાન મહાવીરના અનુયાયી વર્ગ વચ્ચે થતી અથડામણોનું મતપરિવર્તનનું અને એ બે મૂળ પ્રવર્તકો વચ્ચે થયેલી ચર્ચાનું વર્ણન જૈન આગમો[૨૪] પૂરું પાડે છે. આજીવક પંથનું સાહિત્ય અને તેની સ્વતંત્ર શિષ્યપરમ્પરા સંપૂર્ણ નાશ પામ્યા છતાં તે પંથ અને તેના પ્રવર્તક આચાર્ય વિષે થોડી ઘણી છતાં વિશ્વસનીય માહિતી જૈન-બૌદ્ધ બન્ને ગ્રંથોમાંથી મળી આવે છે. એ પંથના પ્રસિદ્ધ પ્રવર્તક મખ્ખલિ ગોશાલના જીવન વિષેની વિસ્તૃત માહિતી તો ફક્ત જૈન ગ્રંથમાં છે. એમાં ઐતિહાસિક તથ્યનો સંભવ ઘણો હોવા છતાં પાછળના જૈન ગ્રંથમાંના તે વર્ણનમાં સામ્પ્રદાયિકતાની ઊંડી અને વિસ્તૃત અસર પણ જણાય છે.

૪—વૈશેષિકદર્શન, એ વૈદિક છ દર્શનોમાનું એક છે.[૨૫] આજે તેની પરંપરા માત્ર વિચાર અને સાહિત્યમાં છે અને તે જેવી તેવી નથી, છતાં તેના સ્વતંત્ર આચાર્યોની પરંપરા તો ક્યારનીયે બીજા નવા ઉદ્ભવ પામેલા સંપ્રદાયોના રૂપમાં સમાઈ ગઈ છે અને નામશેષ થઈ ગઈ છે. પણ એક કાળે [૨૬] એ દર્શનના પ્રચારક આચાર્યો જેમ 'વિચારમાં તેમ આચારમાં

૨૪. જુઓ સૂત્રકૃતાંગ, બીજો શ્રુત સ્કંધ, આર્દ્રકીય અધ્યયન. ઉપાસકદશાંગ સદ્દાલ પુત્રાધિકારી. ભગવતી શતક ૧૫.

૨૫. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એ વૈદિક છ દર્શનો છે.

૨૬. " આ દર્શનનું બીજું નામ 'પાશુપત' કે 'કણાદ' દર્શન પણ છે. આ દર્શનને અનુસરનારા સાધુઓનો વેષ અને આચાર નૈયાયિકમતી સાધુઓની સમાન છે.

નૈયાયિક મતીસાધુઓના વેષ અને આચાર આ પ્રમાણે છે : એ સાધુઓ દંડ રાખે છે, મોટી લંગોટી પહેરે છે, શરીરે કામળી ઓઢે છે, જટા વધારે છે, શરીરે રાખ ચોળે છે, જનોઈ પહેરે છે, જલપાત્ર-કમંડલુ-રાખે છે, રસકસ વિનાનું ભોજન લે છે, ઘણું કરીને વનમાં જ રહે છે, હાથમાં તુંબડું

પણ સ્વતંત્ર સ્થાન ભોગવતા. વૈશેષિક દર્શનનું બીજું નામ પાશુપત કે શૈવ-દર્શન[૨૭] પણ છે.

એ દર્શનનો મૂળ ગ્રન્થ કણાદસૂત્ર નામે આજે ઉપલબ્ધ છે, તેને દશાધ્યાયી પણ કહે છે. એના ઉપર અનેક ભાષ્ય, ટીકા, વિવરણ આદિ ગ્રન્થો લખાયા છે; અને તેમાંથી બીજાં બધાં ભારતીય દર્શનો ઉપર ઓછો વત્તો પ્રકાશ પાડતું વિપુલ સાહિત્ય જન્મ્યું છે અને જીવિત પણ છે. એ મહત્ત્વપૂર્ણ વૈશેષિક સૂત્રના રચયિતા કાશ્યપ ગોત્રીય કણાદ. એ જ વર્તમાન વૈશેષિક દર્શનના આદ્ય પ્રવર્તક છે. ઋષિ કણાદનું બીજું નામ ઔલૂક્ય હોવાથી એ દર્શનને ઔલુક્યદર્શન પણ કહે છે. એ દર્શનની ઉત્પત્તિ વિષે બૌદ્ધ ગ્રંથોમાંથી તો કાંઇ વાંચવામાં આવ્યું નથી, પણ એ કણાદ ઋષિ વિષે વૈદિક પુરાણોમાં થોડી માહિતી છે. વાયુપુરાણ[૨૮] આદિ પુરાણો કણાદને ઉલૂકના પુત્રરૂપે વર્ણવે છે અને રાજશેખર[૨૯] તો કહે છે કે મહેશ્વરે ઉલૂક (ઘૂડ)નું રૂપ લઈ એ તપસ્વી કણાદને ૭ પદાર્થનો ઉપદેશ આપ્યો, જે ઉપરથી એ ઋષિએ વૈશેષિક દર્શન રચ્યું અને ઔલૂક્યદર્શન તરીકે પ્રસિદ્ધિમાં આવ્યું. કણાદનો એ દશાધ્યાયી પ્રમાણ સૂત્રગ્રન્થ ઈ. સ. ના પ્રારંભ પહેલાંનો લાગે[૩૦] છે.

---

રાખે છે. કંદમૂળ અને ફળ ઉપર રહે છે અને પરોણાગત કરવામાં ઉજમાળ રહે છે. તેઓ બે જાતનાં હોય છે : એક સ્ત્રીવિનાના અને બીજા સ્ત્રીવાળા. સ્ત્રીવિનાનાને ઉત્તમ માનવામાં આવે છે. જેઓ બ્રહ્મચારી છે તેઓ પંચાગ્નિ તપ તપે છે અને જ્યારે સંયમની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે તેઓ નગ્ન જ રહે છે. તેમને નમસ્કાર કરનારા 'ૐ નમઃ શિવાય' બોલે છે અને તે સાધુઓ તે નમસ્કાર કરનારાઓ પ્રતિ 'નમઃ શિવાય' કહે છે." ઇત્યાદિ.

જુઓ– જૈન દર્શન–ગુજરાતી અનુવાદ–( પં૦ બેચરદાસનું ) પ્રસ્તાવના પૃ. ૬૬ ટિપ્પણ ૫.

૨૭. આ માટે જુઓ, ગુણરત્નની ટીકા પૃ. ૧૦૭ તથા માધવાચાર્યનો સર્વદર્શનસંગ્રહ પૃ. ૨૧૦.

૨૮. વાયુપુરાણ, પૂર્વખંડ, અ૦ ૨૩, બ્રહ્મમહેશ્વરસંવાદ.

૨૯. પં૦ વિંધ્યેશ્વરીપ્રસાદસંપાદિત પ્રશસ્તપાદભાષ્યનું વિજ્ઞાપન પૃ૦ ૧૧–૫૭.

૩૦. જુઓ, હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ભાગ પહેલો પૃ. ૨૨૨.

સાહિત્યની તત્કાલીન સમગ્ર શાખાઓમાં પ્રામાણિકપ્રકાંડ જૈનાચાર્ય હેમચંદ્ર પોતાના અભિધાનચિન્તામણિ કોષમાં વૈશેષિક અને ઔલૂક્ય એ બે નામને સમાનાર્થરૂપે મૂકી તેની સ્વોપજ્ઞટીકામાં ઔલૂક્ય નામનો ખુલાસો કરતાં વૈદિક પુરાણોમાંની આખ્યાયિકાને જ કાંઈક અનુસરી કહે છે કે ઉલૂકવેષધારી મહેશ્વરે જે દર્શન રચ્યું તે ઔલૂક્ય અથવા વૈશેષિક.[31]

પરન્તુ જૈન ગ્રન્થોમાં એ ઔલૂક્ય દર્શન જૈનદર્શનમાંથી નીકળ્યાનું વર્ણન છે. જૈન ગ્રન્થોમાં જે સાત નિહ્નવો[32] (પ્રથમ જૈન છતાં પાછળથી જૈનમત ત્યજી તેનો અપલાપ કરી જુદું મન્તવ્ય સ્થાપનારાઓ) નું વર્ણન છે, તેમાં છઠ્ઠા નિહ્નવ તરીકે થયેલ વ્યક્તિથી ઔલૂક્યદર્શન નીકળ્યાની મનોરંજક વાત નોંધાયેલી છે. એ છઠ્ઠા નિહ્નવ થયાનો અને તેનાથી ઔલૂક્યદર્શન ચાલ્યાનો કાળ જૈન નોંધ પ્રમાણે વિક્રમની પહેલી સદી[33] આવે છે.

સાંખ્યદર્શનની ઉત્પત્તિ વિશે જૈન ગ્રંથોમાં સૌથી પ્રાચીન વર્ણન આવશ્યકનિર્યુક્તિમાં છે એનો જ સાર આ સ્થળે પરિશિષ્ટ નં. ૧ માં આપવામાં આવે છે. નિર્યુક્તિની એ જ હકીકતને આલંકારિક રૂપ આપી આચાર્ય હેમચંદ્રે પોતાના 'ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર' નામના પ્રસિદ્ધ ગ્રંથમાં સવિસ્તર વર્ણવી છે. દિગંબર ગ્રંથોમાં એ જ વર્ણન જૂનામાં જૂનું આદિપુરાણમાં જોવામાં આવ્યું છે. તેમાં શ્વેતાંબર ગ્રંથો કરતાં થોડો ફેર છે અને તે એ કે શ્વેતાંબર ગ્રંથોમાં મરીચિના શિષ્ય તરીકે કપિલનો અને તેનાથી સાંખ્ય મત ફેલાયાનો ઉલ્લેખ છે; જ્યારે આદિપુરાણમાં મરીચિથી જ ત્રિદંડી માર્ગ નીકળ્યાની વાત છે. તેના શિષ્ય તરીકે કપિલનો નિર્દેશ જ નથી. (હિંદી અનુવાદ પૃ૦ ૬૩૭)

વિક્રમના દશમા સૈકામાં થયેલા દિગંબરાચાર્ય દેવસેને પોતાના દર્શનસારમાં બૌદ્ધમતની ઉત્પત્તિનું જે વર્ણન આપ્યું છે તે અથવા તેને મળતું વર્ણન બીજા કોઈ ગ્રંથમાં અદ્યાપિ જોવામાં આવ્યું નથી તેથી એ ગ્રંથમાંના ટૂંક વર્ણનનો સાર પરિશિષ્ટ નં૦ ૨ માં આપવામાં આવે છે.

---

૩૧ જુઓ અભિધાનચિંતામણિ કાંડ ૩, શ્લો. ૫૨૬ ની સ્વોપજ્ઞ ટીકા.

૩૨ "बहुरय पएस अव्वत्त समुच्छेद दुग तिग अबद्धिया चेव।
सत्तेए णिण्हगा खलु तित्थम्मि उ वद्धमाणस्स" ॥૭૭૮॥
—આવશ્યકવૃત્તિ પૃ. ૩૧૧—૩૧૮.

૩૩–આવશ્યકગાથા ૭૮૨, પૃ. ૩૧૨.

આજીવકમત અને તેના નાયક, ગોશાલક વિશે ભગવતી, ઉપાસકદશા, આવશ્યકવૃત્તિ આદિ ગ્રંથોમાં વર્ણન છે તે બધાનો સંગ્રહ આચાર્ય હેમચંદ્રે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ના દશમ પર્વમાં કર્યો છે. જોકે એ સંગ્રહ બહુ વિસ્તૃત છે અને તેમાં અનેક સ્થળે અશ્લીલ જેવું વર્ણન પણ આવે છે. પરંતુ આ સ્થળે તેમાંથી જરૂર પૂરતો ટૂંકો સાર તારવી તેમાંથી અશ્લીલતા ઓછી કરી પરિશિષ્ટ નં૦ ૩ માં આપવામાં આવે છે.

વૈશેષિક દર્શનની ઉત્પત્તિની કથા સૌથી પહેલાં આવશ્યક નિર્યુક્તિ (ગા૦ ૭૮૦) માં નોંધાયેલી છે. તેનો વિસ્તાર તેની વૃત્તિમાં અને વિશેષાવશ્યક ભાષ્યમાં નોંધાયેલો છે. આ સ્થળે વિશેષાવશ્યક ભાષ્યના એ ભાગનો સાર પરિશિષ્ટ નંબર ૪ માં આપવામાં આવે છે. ત્રૈરાશિક સ્થાપનામાંથી વૈશેષિક મત પ્રવર્તાવનાર રોહગુપ્તના સંબંધ વિશે બે પરંપરાઓ મળે છે: એક પરંપરા પ્રમાણે એ આર્યસ્થૂલિભદ્રના શિષ્ય આર્યમહાગિરિનો શિષ્ય થાય, અને બીજી પરંપરા પ્રમાણે તે શ્રીગુપ્તનામના આચાર્યનો શિષ્ય થાય. આ બન્ને પરંપરાઓ ઉપાધ્યાય વિનયવિજયજીએ પોતાની સુબોધિકા નામક કલ્પસૂત્રની ટીકામાં નોંધી છે. —અષ્ટમ વ્યાખ્યાન પૃ૦ ૧૬૫.

## પરિશિષ્ટ નં. ૧

ભરત ચક્રવર્તીનો મરીચિ નામે પુત્ર પોતાના પિતામહ ૠષભદેવ ભગવાન પાસે દીક્ષા લઈ તેમની સાથે વિચરવા લાગ્યો. તે શ્રુતધર હતો. એક વાર ઉનાળાની સખત ગરમીમાં તે બહુ ગભરાયો. તેને એક બાજુ સાધુનો કઠિન માર્ગ છોડી ઘરે પાછા જવાનો વિચાર થયો ને બીજી બાજુ પોતાના કુલિનપણાના ખ્યાલથી તેને દીક્ષાનો ત્યાગ કરવામાં બહુ જ શરમ આવવા લાગી. છેવટે તેણે એ મૂંઝવણમાંથી વચલો માર્ગ કાઢ્યો. તેણે પોતાની બુદ્ધિથી એક એવો નવો વેષ કલ્પ્યો અને નવો આચાર ઘડ્યો કે જેથી ત્યાગમાર્ગ સચવાઈ રહે અને જૈન આચારની કઠિનતા પણ ઓછી થાય. વેષ અને આચાર બદલતી વખતે તેણે જે વિચાર કર્યો તે આ પ્રમાણે: ભગવાનના આ સાધુઓ મનદંડ, વચનદંડ અને કાયદંડને જીતનારા છે અને હું તો તેઓથી જિતાયેલો છું માટે હું ત્રિદંડી થઈશ. એ શ્રમણો કેશનો લોચ અને ઇંદ્રિયોનો જય કરી મુંડ થઈને રહે છે અને હું ક્ષુરથી મુંડન કરાવી શિખાધારી થઈશ. એઓ સ્થૂળ અને સૂક્ષ્મ પ્રાણીઓના વધાદિકથી વિરત થયેલા છે અને હું ફક્ત સ્થૂળ પ્રાણીઓનો વધ કરવાથી વિરત થઈશ. એ મુનિઓ અકિંચન થઈને રહે છે અને હું સુવર્ણમુદ્રાદિક રાખીશ. એ ઋષિઓએ જોડાનો ત્યાગ કરેલો છે અને હું

જોડાને ધારણ કરીશ. એઓ અઢાર હજાર શીળના અંગે યુક્ત એવા શિયળ–બ્રહ્મચર્ય–વડે અતિસુગંધિત છે અને હું તેથી રહિત હોવાને લીધે દુર્ગંધવાળો છું તેથી ચંદનાદિકને ગ્રહણ કરીશ. એ શ્રમણો મોહરહિત છે અને હું મોહથી આવૃત્ત છું તેથી તેના ચિહ્નરૂપ છત્રને મસ્તક ઉપર ધારણ કરીશ. એઓ નિષ્કષાય હોવાથી શ્વેત વસ્ત્રને ધરનાર છે અને હું કષાયથી કલુષ હોવાને લીધે તેની સ્મૃતિને માટે કષાય રંગના વસ્ત્ર ધારણ કરીશ. એ મુનિઓએ પાપથી ભય પામી ઘણા જીવવાળા સચિત્ત જળનો ત્યાગ કર્યો છે, પણ મારે તો પરમિત જળથી સ્નાન અને પાન કરવાનું છે. એવી રીતે પોતાની બુદ્ધિથી પોતાનું લિંગ કલ્પી તેવો વેષ ધારણ કરી મરીચિ ઋષભદેવ સ્વામીની સાથે વિહાર કરવા લાગ્યો.

નવો વેષ કલ્પી તે પ્રમાણે ત્રિદંડી પરિવ્રાજક થઈ એ મરીચિ ભગવાન ઋષભદેવ સાથે જ વિચરતો. તેનું નવું રૂપ જોઈ ઘણા લોકો કૌતુકથી તેની પાસે આવતા; તે ઉપદેશ તો જૈન આચારનો જ કરતો. જ્યારે કોઈ પૂછતું કે તમે જૈન આચારને શ્રેષ્ઠ વર્ણવો છો તો પછી આ નવો શિથિલાચાર શા માટે ધારણ કર્યો છે? મરીચિ પોતાની નિર્બળતા કબૂલતો અને ત્યાગના ઉમેદવારને ભગવાન ઋષભદેવ પાસે જ મોકલતો. ક્યારેક એમ બન્યું કે તે બહુ બીમાર પડ્યો પણ તેની સેવા કરનાર કોઈ ન હતું, જે સહચારી સાધુઓ હતા તે તદ્દન ત્યાગી હોવાથી આ શિથિલાચારીની સેવા કરી શકતા નહીં. તેમજ મરીચિ પોતે પણ તેવા ઉત્કટ ત્યાગીઓ પાસેથી સેવા લેવા ઇચ્છતો નહીં. કાળક્રમે તે સાજો થયો.

એકવાર કપિલ નામનો રાજપુત્ર આવ્યો, તેણે ભગવાનનો ઉપદેશ સાંભળ્યો પણ દુર્ભવ્યતાને લીધે તેને એ પસંદ ન આવ્યો. કપિલ મરીચિ પાસે આવ્યો અને તેના તરફ ઢળ્યો. પ્રથમના બીમારીના અનુભવથી ખેંચાઈ મરીચિએ કપિલને પોતાને લાયક ધારી શિષ્ય બનાવ્યો. શાસ્ત્રના તાત્ત્વિક અર્થજ્ઞાન વિનાનો એ કપિલ મરીચિએ બતાવેલ ક્રિયામાર્ગમાં રત થઈ વિચરતો. એણે આસુરી અને બીજા શિષ્યો બનાવ્યા અને શિષ્ય તથા શાસ્ત્રના અનુરાગને લીધે તે મર્યો પછી બ્રહ્મલોકમાં ઉત્પન્ન થયો. તેણે ત્યાં ઉત્પન્ન થતાં; વેંત જ વિશિષ્ટ જ્ઞાનથી પોતાનો પૂર્વભવ જાણી વિચાર્યું કે મારો કોઈ શિષ્ય કાંઈ જાણતો નથી. તેથી એને તત્ત્વનો હું ઉપદેશ કરું, એમ વિચારી તેણે આકાશમાં છૂપી રીતે રહી 'અવ્યક્ત (પ્રધાન) થી વ્યક્ત (બુદ્ધિતત્ત્વ) પ્રકટે' છે, ઇત્યાદિ ઉપદેશ આપ્યો તેથી ષષ્ટિતંત્ર (સાંખ્યશાસ્ત્રવિશેષ) થયું.

**આવશ્યક સૂ૦ નિર્યુક્તિ ગા૦ ૩૫૦ થી ૪૩૯, પૃ૦ ૧૫૩ થી ૧૭૧.**

## પરિશિષ્ટ નં૦ ૨

શ્રી પાર્શ્વનાથ[૩૪] સ્વામીના શાસન વખતે સરયુ નદીના કિનારે પલાશ નામના નગરમાં પિહિતાસ્રવ સાધુનો શિષ્ય બુદ્ધકીર્તિ થયો જે બહુ શાસ્ત્રજ્ઞ હતો.

માછલાઓના આહારથી તે દીક્ષાભ્રષ્ટ થયો અને તેણે લાલ કપડાં પહેરી એકાંત (મિથ્યા) મત ચલાવ્યો.

ફળ, દૂધ, દહીં, સાકર વગેરેની જેમ માંસમાં પણ જંતુ નથી તેથી તેને ઇચ્છવામાં કે તેનું ભક્ષણ કરવામાં પાપ નથી.

જેવી રીતે પાણી એક પાતળી–વહે તેવી–વસ્તુ છે, તેવી રીતે દારૂ પણ છે તેથી તે ત્યાજ્ય નથી. આ પ્રકારની ઘોષણા કરીને તેણે દુનિયામાં સંપૂર્ણ પાપકર્મની પરંપરા ચલાવી.

એક પાપ કરે છે અને બીજો તેનું ફળ ભોગવે છે. આવા સિદ્ધાંતને કલ્પી તે વડે લોકોને વશ કરી તે મરી ગયો અને નરકગામી થયો.

દર્શનસાર ગા૦ ૬ થી ૧૦.

## પરિશિષ્ટ નં. ૩.

ગોશાલકનો પિતા નામે મંખલી ચિત્રપટજીવી હતો. ગોશાલક કલહપ્રિય અને ઉદ્ધત છતાં વિચક્ષણ હતો. ક્યારેક માતાપિતા સાથે લડી જુદો પડ્યો ને ચિત્રપટ ઉપર આજીવિકા કરતો. તે રાજગૃહી નગરમાં જ્યાં ભગવાન મહાવીર હતા તે મકાનમાં એક બાજુ આવી ઊતર્યો. ભગવાન મહિનાના ઉપવાસને પારણે ભિક્ષા લેવા નીકળ્યા. વિજયનામક શેઠે ભિક્ષા આપી. એટલે તેને ત્યાં દેવોએ પાંચ[૩૫] દિવ્યોની વૃષ્ટિ કરી. ભગવાન પારણું કરી

૩૪. ભગવાન મહાવીર એ જૈનોના ચોવીસમા તીર્થંકર અને ભગવાન પાર્શ્વનાથ એ ત્રેવીસમા મનાય છે. એ બે વચ્ચે ૨૫૦ વર્ષનું અંતર મનાતું હોવાથી શ્રી પાર્શ્વનાથ તીર્થંકરનો સમય વિક્રમ સંવત પહેલાં આઠમી સદી આવે છે.

૩૫. વસ્ત્ર, સુગંધીજળ, દુંદુભિનાદ, " अहो दानं अहो दानं " એવો શબ્દ અને ધનવૃષ્ટિ એ પાંચ દિવ્ય કહેવાય છે. દેવતાઓ દ્વારા કરાતા હોવાથી તે દિવ્ય કહેવાય છે. આવાં દિવ્યો કોઈ અસાધારણ તપસ્વીનાલપારણા વખતે થતાં દાનોને પ્રસંગે પ્રગટે છે એવી જૈન માન્યતા છે.

જુઓ, કલ્પસૂત્રસુબોધિકા, વ્યાખ્યાન પંચમ, પૃ૦ ૧૫૭, પ્ર.

પાછા પ્રથમના જ મકાનમાં ધ્યાન કરી રહ્યા. ભગવાનના પારણાને પ્રભાવે થયેલ દિવ્ય વૃષ્ટિની વાત સાંભળી ગોશાલક ભગવાન તરફ આકર્ષાયો. તેણે પોતાને શિષ્ય બનાવવા ભગવાનને વીનવ્યા. ભગવાનને મૌન જોઈ તે જાતે જ તેઓના શિષ્ય તરીકે સાથે સતત રહેવા લાગ્યો, અને ભિક્ષાથી નિર્વાહ કરવા માંડ્યો. કેટલાક વખત પછી તેને ભગવાનના જ્ઞાનીપણાની વિશેષ ખાતરી કરવાનું મન થયું ને તેણે પૂછ્યું કે, હે ભગવન્! આજે મને ભિક્ષામાં શું મળશે? ભગવાન તો ધ્યાનસ્થ હોઈ મૌન રહ્યા પણ સિદ્ધાર્થ નામનો દેવ જે ભગવાનનો અધિષ્ઠાયક છે તેણે ભગવાનના શરીરમાં દાખલ થઈ ગોશાલકને જવાબ આપ્યો કે "ખાટા કોદરા આદિ અન્ન તથા દક્ષિણામાં ખોટો રૂપિયો તને મળશે." આ ઉત્તર ખોટો પાડવા ગોશાલકે આખો દિવસ મહેનત કરી, પણ સારું ભોજન ન મળવાથી છેવટે સાંજે ક્ષુધાને લીધે તેણે કોઈ સેવકને ત્યાંથી અન્ન લીધું, જે સિદ્ધાર્થના કહ્યા મુજબ ખાટું જ હતું. દક્ષિણામાં મળેલ રૂપિયો પણ ખોટો જ નીકળ્યો. આથી ગોશાલકના મનમાં નિયતિવાદનું બીજ રોપાયું અર્થાત્ તેણે સિદ્ધાંત બાંધ્યો કે "જે થનાર હોય તે થાય જ છે."

નાલંદાપાડામાં બીજું ચોમાસું વ્યતીત કરી ભગવાને અન્યત્ર વિહાર કર્યો. ગોશાલક પણ પાછળથી તેમને આવી મળ્યો અને જાતે જ માથું મૂંડી નિર્વસ્ત્ર થઈ પોતાને શિષ્ય તરીકે સ્વીકારવા ભગવાનને બહુ વિનંતી કરી. ભગવાને તે કબૂલી અને તેને સાથે લઈ અન્યત્ર ચાલ્યા. રસ્તામાં ગોવાળિયાઓને ક્ષીર રાંધતા જોઈ તે મેળવવા તેણે ભગવાનને કહ્યું, પણ ભગવાનના દેહમાં અન્તર્હિત પેલા સિદ્ધાર્થે કહ્યું કે "ક્ષીર બનશે જ નહિ." એ વચન જૂઠું પાડવા ગોશાલકે જોકે ગોવાળોને ચેતવ્યા. ગોવાળોએ હાંડી સાચવવા યત્ન કર્યો. કિંતુ અધવચ્ચે જ હાંડી ફૂટી અને ગોશાલકને તેમાંથી કાંઈ ન મળ્યું. આ બનાવથી તેનો પ્રથમનો નિયતિવાદ-અવશ્યંભાવિભાવવાદ સવિશેષ સ્થિર થયો.

એકવાર બ્રાહ્મણ નામક ગામમાં એક મોટે ઘરે ભિક્ષા લેવા જતાં વાસી અન્ન મળવાથી અને વધારામાં દાસીને હાથે તિરસ્કાર થવાથી તેણે ઘર બળવાનો શાપ આપ્યો. શાપ આપતાં કહ્યું કે, "જો મારા ગુરુનું તપતેજ હોય તો આ ઘર બળી જાય."- ભગવાનના નામે અપાયેલો શાપ પણ ખોટો પડવો ન જોઈએ એમ ધારી નિકટવર્તિ દેવોએ તે દાતાનું ઘર ઘાસની જેમ બાળી નાખ્યું.

ચંપાનગરીમાં ત્રીજું ચોમાસું પૂર્ણ કરી ભગવાન કોલ્લાક ગામમાં

ગયા. ત્યાં શૂન્ય ઘરમાં ધ્યાનસ્થ રહ્યા. ગોશાલક વાનરની જેમ ચપળ બની તેના દરવાજા પાસે બેઠો. "અહીં કોઈ છે?" એમ પૂછી જ્યારે કંઈ જવાબ ન મળ્યો ત્યારે એક જાર પુરુષ પોતાની રક્ષિત દાસી સાથે વિલાસ અર્થે તે શૂન્ય ઘરમાં દાખલ થયો. ભગવાન તો ધ્યાનસ્થ હતા. પાછા નીકળતાં એ દાસીને ગોશાલકે હસ્તસ્પર્શ કર્યો એ જાણી તેને પેલા જાર પુરુષે ખૂબ પીટયો. ગોશાલકની ફરિયાદનો અધિષ્ઠાયક સિદ્ધાર્થે ભગવાનના દેહમાંથી જ ઉત્તર આપ્યો કે "તું અમારી પેઠે શીલ કેમ નથી રાખતો? ચપળતા કેમ કરે છે? તને માર ન મળે તો બીજું શું થાય?"

ચોથું ચોમાસું પૃષ્ઠચંપામાં વ્યતીત કરી ભગવાન કૃતમંગળ નામક ગામમાં ગયા. ત્યાં તેઓ એક દેવાલયમાં ધ્યાનસ્થ રહેલ, ને વખતે રાત્રે ત્યાં કેટલાક કુળદેવતાના ભક્તો નાચગાન કરતા. તેમાં મદ્યપાન કરેલ સ્ત્રીઓ પણ શામિલ હતી. આ નાચગાન કરનાર લોકો સાથે અડપલું કરવાને લીધે ગોશાલકને કડકડતી ટાઢમાં તે દેવાલય બહાર અનેક વાર કાઢી મૂકવામાં આવેલો. એક દિવસ તેણે ભગવાનને કહ્યું: 'મધ્યાહ્ન થયો છે, ચાલો આહાર લેવા.' ભગવાન મૌન હતા તેથી સિદ્ધાર્થે ઉત્તર આપ્યો: "અમારે આજે ઉપવાસ છે." ગોશાલકે પૂછયું: "આજે મને શું ભોજન મળશે?" "માંસયુક્તપાયસ મળશે" એવો સિદ્ધાર્થે ઉત્તર આપ્યો. તેને ખોટો પાડવા ગોશાલકે બહુ યત્ન કર્યો પણ છેવટે તેને માંસવાળી ખીર જ મળી. આ ખીર તેણે નિર્માંસ સમજી ખાઈ લીધી પણ ઊલટી દ્વારા પાછળથી તેમાં માંસ હોવાની ખાતરી થઈ એટલે ચિડાઈને તેણે દાન કરનાર જ્યાં રહેતા તે પ્રદેશને ગુરુના તપના નામે બળી જવાનો શાપ આપ્યો. એટલે ભગવાનની મહત્તા સાચવવા ખાતર દેવોએ તે પ્રદેશ બાળી નાંખ્યો. આગળ જતાં એક સ્થળે રમતાં બાળકોને ગોશાલકે બિવરાવ્યા તે જોઈ તેઓનાં માબાપે ગોશાલકને પીટ્યો.

ભદ્દિલપુરમાં પાંચમું ચોમાસું કરી ભગવાન એક ગામમાં ગયેલા, ત્યાં એક અન્નસત્રમાં અકરાંતિયા થઈ ખૂબ ખાવાને લીધે ગોશાલક ઉપર ત્યાંના લોકો ચિડાયા અને તેના માથા ઉપર થાળ માર્યો. કયારેક ભગવાન વિશાળા નગરી તરફ ચાલ્યા. ચાલતાં બે રસ્તા આવ્યા એટલે ગોશાલકે ભગવાનને કહ્યું, "તમે જાઓ, હું તમારી સાથે હવે નથી આવતો. કારણ કે મને કોઈ મારે ત્યારે તમે મૌન રહો છો. તમને પરિષહ પડે ત્યારે મને પણ પડે છે. કોઈ તમને મારવા આવે ત્યારે પહેલાં મને મારે છે. સારું ભોજન હોય ત્યારે તો તમે લેવા આવતા જ નથી, સર્વત્ર સમશીલ રહો છો, માટે હું

ખુંદો પડીશ. અંતર્હિત સિદ્ધાર્થે જવાબ આપ્યો, " તારી જેવી ઇચ્છા. અમે તો અમારી રીત છોડવાના નથી." એ સાંભળી ગોશાલકે રાજગૃહનો માર્ગ લીધો, પણ રસ્તામાં ચોરોના હાથે ખૂબ માર પડવાથી પસ્તાઈ પાછો ભગવાનને મળવા નીકળ્યો. ભદ્રિકાપુરીના છઠ્ઠા ચોમાસામાં ભગવાનને તે મળ્યો. આલંભિકા નગરીના સાતમા ચોમાસા પછી કુંડક ગામમાં વાસુદેવના મંદિરમાં ભગવાન ધ્યાનસ્થ રહ્યા. નિર્લજ્જ ગોશાલકે વાસુદેવની મૂર્તિના મુખ સામે પુરુષચિહ્ન ધારણ કર્યું એ વાત જણાયાથી ગામના લોકોએ તેને ખૂબ પીટચો. રાજગૃહમાં આઠમું અને મ્લેચ્છ ભૂમિમાં નવમું ચોમાસું કરી ભગવાન સિદ્ધાર્થપુરે આવ્યા. ત્યાંથી કૂર્મગામ તરફ ચાલતા રસ્તામાં તલનો એક છોડ જોઈ ગોશાલકે પૂછ્યું, "હે પ્રભો ! આ છોડ ફળશે કે નહિ ?" ભવિતવ્યતાવશ પ્રભુ પોતે જ બોલ્યા, " એ છોડ ફળશે ને બીજા છોડનાં પુષ્પોમાં રહેલ સાત જીવ આ પ્રસ્તુત છોડમાં તલરૂપે જન્મ લેશે." જોકે એ વચન ખોટું પાડવા ગોશાલકે એ છોડને ઉખેડી ફેંકી દીધો. પણ ભક્તદેવોએ કરેલ વૃષ્ટિને પરિણામે ભગવાનના કહ્યા મુજબ તે છોડ ફળ્યો.

ક્યારેક કોઈ વૈશિકાયન તાપસને પજવવાથી ગોશાલક તે તાપસની તેજોલેસ્યા[૩૫]નો ભોગ થયો. પણ ભગવાને બળતા ગોશાલકને પોતાની શીતલેસ્યા[૩૬]થી બચાવી લીધો. ગોશાલકે તેજોલેસ્યા કેમ પ્રાપ્ત થાય એમ પૂછ્યું. ભગવાને ઉત્તરમાં જણાવ્યું કે "નિયમધારી થઈ છઠ[૩૭]ને પારણે મૂઠી જેટલા અડદ અને અંજલિ પ્રમાણે પાણી લેવાથી છ માસને અંતે તેજોલેસ્યા ઉદ્દભવે છે." કૂર્મગ્રામથી સિદ્ધાર્થપુર જતાં વચ્ચે તલના છોડવાળો પ્રદેશ આવવાથી ગોશાલકે કહ્યું : "પ્રભો ! પેલો છોડ ઊગ્યો નથી." પ્રભુએ કહ્યું: "ઊગ્યો છે." તપાસ કરતાં ગોશાલકને ભગવાનના વચનની પ્રતીતિ થઈ. એટલે તેણે સિદ્ધાન્ત બાંધ્યો કે શરીરનુ પરાવર્તન કરી જીવો પાછા ત્યાં જ પેદા થાય છે. ત્યાર બાદ ભગવાનના કહ્યા મુજબ તેજોલેસ્યા સાધવા ગોશાલક ભગવાનને

૩૫. તપોજન્ય એક જાતની શક્તિ જેથી શાપની પેઠે કોઈને બાળી શકાય.

૩૬. જે વડે દાહ શમાવી શકાય એવી તપોજન્ય એકજાતની શક્તિ.

૩૭. છ ટંક આહારનો ત્યાગ કરવો તે છઠ્ઠ અર્થાત્ આગલે દિવસે એક ટંક ખાવું, વચ્ચે સળંગ ચાર ટંક તદ્દન નહિ ખાવું અને છેલ્લે દિવસે એક જ ટંક ખાવું.

છોડી શ્રાવસ્તી નગરમાં ગયો. ત્યાં એક કુંભારની શાળામાં રહી વિધિવત્ તપ કરી છ માસમાં તેજોલેશ્યા સિદ્ધ કરી અને તેની પરીક્ષા કરવા તેણે કૂવાને કાંઠે કોઈ દાસીના ઘડા ઉપર કાંકરો ફેંક્યો. દાસીએ ગાળ દીધી કે તરત જ ગુસ્સે થઈ તેણે તેજોલેશ્યા મૂકી દાસીને બાળી દીધી. ત્યાર બાદ તેને શ્રી-પાર્શ્વનાથની પરંપરાના[૩૮] અષ્ટાંગ નિમિત્તજ્ઞ છ સાધુઓનો ભેટો થયો. તેઓ પાસેથી ગોશાલક અષ્ટાંગનિમિત્તવિદ્યા શીખ્યો. આ રીતે તેજોલેશ્યા અને નિમિત્તવિદ્યાથી સંપન્ન થઈ તે પોતાને જિનેશ્વર તરીકે જાહેર કરતો પૃથ્વી પર સગર્વ વિચરવા લાગ્યો.

(પર્વ ૧૦, સર્ગ ૩-૪, પૃ૦ ૫૨ થી ૭૫.)

એક તરફ ગોશાલક ભગવાનથી જુદા પડ્યા પછી પોતાનો સંપ્રદાય વધારવા પ્રયત્ન કરતો અને બીજી બાજુ ભગવાન સર્વજ્ઞ થયા પછી પોતાનું શાસન પ્રવર્તાવતા. આમ કેટલોક વખત પસાર થયો. ગોશાલકના આજીવક સંપ્રદાયમાં એક સદ્દાલ નામક કુંભાર હતો અને તેની અગ્નિમિત્રા પત્ની હતી. એ બન્ને ગોશાલકના ભક્ત દંપતીએ પણ ભગવાનના સત્સંગથી ગોશાલકમત છોડી દીધો. આ વાતની જાણ થતાં ગોશાલક તે કુંભારને ફરી પોતાના મતમાં ખેંચવા અનેક સ્વસાંપ્રદાયિક લોકો સાથે તેને ઘેર ગયો. પણ તે સદ્દાલ કુંભારે તેની સામે જોયું પણ નહિ. તેથી નિરાશ થઈ ગોશાલક ત્યાંથી પાછો ફર્યો.

---

૩૮. નિમિત્તનાં અષ્ટ અંગોનાં નામ આ પ્રમાણે છે :

(૧) ડાબી જમણી આંખ વગેરે અવયવોના સ્ફુરણનું શુભાશુભ ફલકથન જે દ્વારા થઈ શકે છે તે અંગવિદ્યા. (૨) સ્વપ્નનાં શુભાશુભ ફલ બતાવનાર સ્વપ્નવિદ્યા. (૩) વિવિધ પક્ષી આદિના સ્વરો ઉપરથી ભાવિનું સૂચન કરનાર સ્વરવિદ્યા. (૪) ભૂમિકંપના વિષયવાળી ભૌમવિદ્યા. (૫) તલ, મસા વગેરે ઉપરથી ફળ સૂચવનાર વ્યંજનવિદ્યા. (૬) હસ્તરેખા આદિ ઉપરથી ફલકથન કરનાર લક્ષણવિદ્યા. (૭) ઉલ્કાપાત વગેરે આકસ્મિક ઘટનાઓ સાથે સંબંધ ધરાવનારી ઉત્પાતવિદ્યા. (૮) ગ્રહોના અસ્ત અને ઉદય ઉપરથી લોકસ્થિતિ વિશે ભાવિ ભાખનાર અંતરિક્ષવિદ્યા.

આ આઠ અષ્ટાંગ વિદ્યાઓનાં નામનો સંગ્રહશ્લોક આ પ્રમાણે છે—

"अंगं स्वप्नं स्वरं चैव भौमं व्यञ्जन-लक्षणे ।
उत्पातमन्तरिक्षं च निमित्तं स्मृतमष्टधा ॥"

વળી ક્યારેક શ્રાવસ્તી નગરીમાં ભગવાન અને ગોશાલક બન્ને આવી ચડ્યા. ગોશાલક હાલાહલા નામની કુંભારણને ત્યાં ઊતર્યો હતો. તેની ‘અરિહંત’ તરીકેની ખ્યાતિથી અંજાઈ ભોળા લોકો તેની પાસે આવતા. ભગવાનના મુખ્ય શિષ્ય ગૌતમે ગામમાં ગોશાલકની સર્વજ્ઞ તરીકેની ખ્યાતિ સાંભળી પોતાના ગુરુ વીર ભગવાનને એ બાબત પૂછ્યું: ભગવાને કહ્યું. “તે સર્વજ્ઞ નથી—મેં જ તેને દીક્ષા આપી છે. એ અસર્વજ્ઞ છતાં છળથી પોતાને સર્વજ્ઞ અને જિન કહે છે.” ભગવાનની આ વાત શહેરમાં ચોમેર પ્રસરતાં ગોશાલકને કાને પણ આવી તેથી તે બહુ ગુસ્સે થયો. દરમ્યાન ભગવાનનો આનંદ નામનો એક શિષ્ય તેની નજરે પડ્યો. તેને ગોશાલકે કહ્યું, “આનન્દ! તારો ગુરુ મારી નિન્દા કરે છે. તે મારી શક્તિ જાણતો નથી. હું તેને સપરિવાર બાળી નાંખીશ. માત્ર તને જીવતો છોડીશ. તે ઉપર એક દૃષ્ટાંત કહું તે સાંભળ—

કોઈ પાંચ વાણિયાઓ વ્યાપાર માટે પરદેશ જતાં નિર્જળ વનમાં તરસ્યા થયા. પાણી શોધતાં એક પાંચ શિખરવાળો રાફડો મળ્યો. તે ફોડતાં અનુક્રમે તેમાંથી પાણી, તાંબાનાણું, રૂપાનાણું, સોનાનાણું એ ચાર વસ્તુઓ ચાર શિખરમાંથી નીકળી. પણ લોભવશ પાંચમું શિખર ફોડતાં ઉગ્ર સર્પ નીકળ્યો. તેણે એ પાંચ વણિકમાંથી સંતોષી પ્રથમ વણિકને જીવતો છોડી બાકીના ચાર લોભીને વિષજ્વાળાથી ભસ્મ કરી નાંખ્યા. હે આનન્દ! તે પ્રમાણે માત્ર તને જીવતો છોડી તારા ગુરુને સપરિવાર હું બાળી નાંખીશ. આનંદે આવી આ વાત ભગવાનને જણાવી. ભગવાને તેની શક્તિ વિષે સૌ મુનિને સચેત કરી મૌન રહેવા કહ્યું. દરમ્યાન ગોશાલક ત્યાં આવી ચડ્યો અને ભગવાનને યદ્દા તદ્દા કહેવા લાગ્યો. તેણે કહ્યું: “હે કાશ્યપ! તું મને મંખલિપુત્ર અને પોતાના શિષ્ય તરીકે વર્ણવે છે પણ હું તે નથી; તારો શિષ્ય ગોશાલક સ્વર્ગવાસી થયો છે. હું તો માત્ર તે મૃત ગોશાલકના દૃઢ શરીરમાં વાસ કરું છું અને મારું નામ તો ઉદાયમુનિ છે.” ભગવાને કહ્યું. “ગોશાલક! તણખલાથી ડુંગર ઢંકાય નહિ તેમ તું મારી સામે પોતાની જાતને અસત્યથી છુપાવી નહિ શકે. તું જ ખરેખર મંખલિપુત્ર ગોશાલક છે.” આ વિવાદ ચાલતો હતો તેવામાં ભગવાનના બે સર્વાનુભૂતિ અને સુનક્ષત્ર નામક શિષ્યો ગોશાલકને સમજાવવા વચ્ચે આવ્યા એટલે ગોશાલકે તેઓને તેજોલેશ્યાથી બાળી નાંખ્યા. ભગવાન ઉપર તેજોલેશ્યા મૂકી પણ તે તેઓને કશું કરી ન શકી. ઊલટી પાછી ફરી ગોશાલકને બાળવા લાગી. ભગવાને ગોશાલકને કહ્યું, “તું તો ફક્ત સાત

દિવસ જીવવાનો છે. આ લેશ્યાજ્વરથી જ તારું મૃત્યુ છે અને હું તો હજી સોળ વર્ષ જીવવાનો છું." આ સાંભળી ગોશાલક લેશ્યાદાહથી પિડાતો હાલાહલા કુંભારણને ત્યાં પોતાને ઉતારે પાછો આવ્યો ને ત્યાં સન્નિપાતગ્રસ્તની પેઠે ઉન્મત્ત થઈ અનેક ચેષ્ટાઓ કરવા લાગ્યો. પ્રથમ તો તેણે શિષ્યોને કહ્યું, "મર્યા પછી મારા શરીરને ખૂબ ધામધૂમપૂર્વક ફેરવી આ ચોવીસમો તીર્થંકર મોક્ષે ગયેલો છે એવી ઘોષણા કરી તેનો અગ્નિસંસ્કાર કરજો-" પણ છેક મરણને દિવસે તેને કાંઈક શુદ્ધિ આવતાં પસ્તાવો થયો એટલે તેણે શિષ્યોને ફરી કહ્યું કે, "હું કોઈ સર્વજ્ઞ કે જિન નથી. હું તો ખરેખર મંખલિપુત્ર અને ભગવાન મહાવીરનો જ શિષ્ય છું. મેં લોકોને આડે રસ્તે દોર્યા છે. તેથી મરણ બાદ મારા શરીરને પગે દોરડી બાંધી ભૂંડી રીતે ગામમાં ઘસડજો. અને મારા દંભની ખરી હકીકત જાહેર કરવા સાથે મારા શરીર ઉપર તિરસ્કાર દાખવજો." એમ કહી તે મૃત્યુ પામ્યો અને નરકે ગયો. પાછળથી શિષ્યોએ ગુરુની આજ્ઞા પાળવા ખાતર મકાન બંધ કરી શ્રાવસ્તીનું ચિત્ર ખેંચી તેમાં ગોશાલકના શબને તેના કહ્યા મુજબ ફેરવી પ્રતિજ્ઞાનું પાલન કર્યું અને પછી ભક્તોએ મહોત્સવપૂર્વક તેનો અગ્નિસંસ્કાર કર્યો.

(પર્વ ૧૦ મું. સર્ગ ૮, ગૂજરાતી અનુવાદ પાનું ૧૮૪ થી ૧૯૪)

## પરિશિષ્ટ નં. ૪

શ્રીગુપ્ત નામના એક જૈનાચાર્ય પોતાના રોહગુપ્ત નામક શિષ્ય સાથે અંતરંજિકા નગરીમાં હતા. દરમિયાન કોઈ પરિવ્રાજક ત્યાં આવ્યો. એણે પેટ ઉપર લોઢાનો પાટો બાંધ્યો હતો અને હાથમાં જાંબુડાના ઝાડની ડાળી રાખી હતી. તે કહેતો કે પેટમાં જ્ઞાન સમાતું નથી માટે એ પાટો છે ને જંબુદ્વીપમાં કોઈ મારી બરાબરી કરે તેવો નથી એ સૂચવવા આ જંબુવૃક્ષની શાખા છે. તેણે ગામમાં ઘોષણા કરી હતી કે બધાં દર્શનો શૂન્ય છે, મારા જેવો કોઈ બીજો એકે દર્શનમાં નથી. એ કારણથી પેટ બાંધેલું અને હાથમાં શાખા રાખેલી તેથી લોકોમાં તે 'પોટ્ટશાલ' નામે પ્રસિદ્ધ થયો.

રોહગુપ્તે નગરીમાં દાખલ થતી વખતે એ ઘોષણા સાંભળી અને ગુરુને પૂછ્યા સિવાય જ તેની સાથે વાદમાં ઊતરવાનો નિશ્ચય કરી એ ઘોષણાપટહ ત્યાં જ અટકાવ્યો. ગુરુએ એ વાત જાણી ત્યારે રોહગુપ્તને કહ્યું કે તેં યોગ્ય ન કર્યું. કારણ એ વાદી હારશે તોપણ પાછો સામે થશે. એ સાત— વીંછી, સર્પ, ઉંદર, મૃગી, વરાહી, કાક, અને શકુનિકા વગેરે—વિદ્યાઓમાં

કુશળ છે. રોહગુપ્તે કહ્યું. શું હવે ક્યાંય નાશી જવું ? જે થવું હતું તે થયું. ગુરુએ કહ્યું, ત્યારે મારી પાસે સિદ્ધ બીજી સાત વિદ્યાઓ છે, જે એ વાદીની ઉક્ત સાત વિદ્યાઓની અનુક્રમે પ્રતિપક્ષ (વિરોધિની) છે. તે વિદ્યાઓ હું આપું, તું લે, એમ કહી તેને વિદ્યાઓ આપી. તે વિદ્યાઓ આ છે— માયૂરી, નકુલી, બિડાલી, વ્યાઘ્રી, સિંહી, ઉલુકી અને ઉલાવકી. પરિવ્રાજકની ઉપર્યુક્ત સાત વિદ્યાઓને અનુક્રમે બાધિત કરનારી આ વિદ્યાઓ આપી. તે ઉપરાંત ગુરુએ રોહગુપ્તને અભિમંત્રિત[૩૯] રજોહરણ આપી કહ્યું કે જો તે વાદી વધારે બીજો કાંઈ ઉપદ્રવ કરે તો આ રજોહરણ માથા ઉપર ફેરવજે. એટલે તું અજેય થઈ જઈશ.

રોહગુપ્તે રાજસભામાં જઈ પેલા વાદીને યથેષ્ઠ પૂર્વપક્ષ કરવા લલકાર્યો. વાદીએ વિચાર્યું, આ સાધુઓ કુશલ હોય છે માટે એને સંમત હોય એવો જ પૂર્વપક્ષ હું મારા તરફથી રજૂ કરું, જેથી એ જૈનાચાર્ય તેનું ખંડન ન જ કરી શકે. આમ વિચારી તે ચાલાક વાદીએ પક્ષ રજૂ કર્યો કે, જીવ અને અજીવ એવી બે રાશિઓ છે, કારણ કે તેમ જ દેખાય છે. આ પક્ષ સાંભળી તે સર્વથા ઇષ્ટ હોવા છતાં પણ માત્ર વાદીનો પરાભવ કરવા ખાતર ચાલાક શિરોમણિ રોહગુપ્તે તેની સામે વિરોધી પક્ષ મૂક્યો. તેણે કહ્યું, જેમ ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ વિભાગ છે તેમ પશુ વગેરે જીવ, પરમાણુ વગેરે અજીવ અને ગરોળીના તત્કાળ કપાયેલા પુચ્છ વગેરેનો જીવ (જીવાજીવ અથવા ઇષત્જીવ) આવી ત્રણ રાશિઓ છે. રોહગુપ્તની આ કલ્પનાથી નિરુત્તર થયેલ વાદીએ ક્રોધમાં ભરાઈ પોતાની સાતે વિદ્યાઓનો પ્રયોગ કર્યો. રોહગુપ્તે અનુક્રમે વીંછીઓને મોર વડે, સાપને નોળિયા વડે રોકી પોતાની બધી બાધક વિદ્યાઓનો સામે પ્રયોગ કર્યો. છેવટે વાદીએ જ્યારે ગર્દભી બનાવી ત્યારે રોહગુપ્તે રજોહરણ ફેરવ્યું એટલે એ ગર્દભી ઊલટી તેના પ્રેરક વાદી તરફ જ ધસી અને તેના ઉપર મળમૂત્ર કર્યાં, આખરે એ વાદી તિરસ્કાર પામી ચાલ્યો ગયો.

રોહગુપ્તે ગુરુને બધી વાત કહી. ગુરુ વાદીને હરાવ્યા બદલ ખુશ તો થયા પણ રોહગુપ્તની એક વાતનો તેમણે વિરોધ કર્યો. તેમણે કહ્યું. જૈન શાસ્ત્રમાં બે રાશિનો સિદ્ધાંત છે; નોજીવરાશિ એ અપસિદ્ધાંત છે; માટે

૩૯. જૈન સાધુઓનું એક ધાર્મિક ઉપકરણ, જે જંતુઓની રક્ષાપૂર્વક રજ આદિ દૂર કરવાના કામ માટે હોય છે.

તારે વાદીને પરાજિત કર્યો પછી રાજસભામાં એ વાત પ્રગટ કરવી હતી. હજી પણ તું એ ભૂલ કબૂલ કર. રોહગુપ્તે તર્ક અને હઠના બળથી પોતાનો નોજીવ પક્ષ મજબૂત રીતે ગુરુ સામે જૈન સિદ્ધાંતરૂપે સ્થાપવા યત્ન કર્યો અને ગુરુએ કરેલ તેનો નિષેધ કોઈ પણ રીતે ન સ્વીકાર્યો. આ જોઈ જાહેરમાં જ તેને અપ્રામાણિક ઠરાવવા ગુરુએ રોહગુપ્ત સાથે રાજસભામાં ચર્ચા શરૂ કરી. છ માસની લાંબી ચર્ચા પછી દરેક શ્રોતાને કંટાળો આવેલો જોઈ ગુરુએ ચર્ચાનો અંત આણવા વ્યવહારુ યુક્તિ યોજી. તે એ કે જ્યાં જગતમાંની સર્વ વસ્તુઓ અવશ્ય મળી શકે તેવી દુકાને જઈ નોજીવ વસ્તુની માંગણી કરવી, જો હશે તો મળશે અને નહીં હોય તો દુકાનદાર ના પાડશે. જો ના પાડે તો નોજીવરાશિ નથી એમ સમજવું. તે પ્રમાણે કરતાં નોજીવરાશિ તેવી દુકાને ન મળી એટલે રોહગુપ્તનું કથન મિથ્યા સિદ્ધ થયું; અને ગુરુ શ્રીગુપ્તનો પક્ષ સત્ય સિદ્ધ થયો. અંતે ગુરુનો રાજા અને સભાએ સત્કાર કર્યો. જૈનશાસનની પ્રશંસા થઈ. રોહગુપ્ત અપમાનિત થયો. તેણે છેવટે આગ્રહવશ એક દર્શન પ્રવર્તાવ્યું; એ દર્શન તે વૈશેષિક. એમાં તેણે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એવા છ પદાર્થો પ્રરૂપ્યા. રોહગુપ્ત ઉલૂક ગોત્રનો હતો અને છ પદાર્થનો પ્રરૂપક થયો તેથી તેનું બીજું નામ षडुलूक પણ કહેવાય છે. તેણે પ્રવર્તાવેલું વૈશેષિકદર્શન તેની શિષ્ય-પરંપરા વડે આગળ જતાં વધારે ખ્યાતિ પામ્યું.

વિશેષાવશ્યકભાષ્ય, ગા. ૨૪૫૨ થી આગળ (પૃ. ૯૮૬).

## કથાપદ્ધતિનું સ્વરૂપ અને તેના સાહિત્યનું દિગ્દર્શન

[ ૧૨ ]

૧. **પ્રાસ્તાવિક**:—લેખનું નવા જેવું મથાળું જોઈ કોઈ વાચક ન ભડકે. કારણ, એમાં મનુષ્યજાતિના બુદ્ધિબળ અને પૌરુષનો જ ઇતિહાસ છે. અલબત, એ પૌરુષ શારીરિક પૌરુષ કરતાં કાંઈક જુદી જાતનું તો છે જ. મનુષ્યજાતિએ રાજ્યવિસ્તાર કે મહત્તાની આકાંક્ષાથી અગર માનાપમાનની લાગણીથી અનેક યુદ્ધો ખેલ્યાં છે. તેના અનુભવે યુદ્ધનાં શાસ્ત્રો પણ તેણે રચ્યાં છે અને એ શાસ્ત્રીય નિયમાનુસાર તે વિષયની તેણે શિક્ષા પણ લીધી છે અને લે છે. તેના પૌરુષનું આ બધું પરિણામ ઇતિહાસે નોંધ્યું છે. તેના અનુભવે તદ્વિષયક નિયમોનાં શાસ્ત્રો પણ તેણે રચ્યાં છે અને તે શાસ્ત્રોની શિક્ષા પણ લીધી છે. આ લેખમાં મનુષ્યજાતિના એ બીજી જાતના પૌરુષનો જ ઇતિહાસ છે. એટલે એ વિષય નવો જણાવા છતાં વસ્તુતઃ ચિર-પરિચિત જ છે.

૨. **શબ્દાર્થ**:—'કથા' શબ્દ સંસ્કૃત '**कथ्**' ધાતુમાંથી બનેલો છે. તેનો અર્થ 'કહેવું' અથવા 'બોલવું' એટલો છે. મનુષ્ય કાંઈ એકલો એકલો બોલતો નથી; તેને બોલવાનો પ્રસંગ સમૂહમાં જ મળે છે. સમૂહ મળવાનાં નિમિત્તો અનેક છે સામાજિક અને ધાર્મિક ઉત્સવો, ઉપદેશશ્રવણ વગેરે એ જાતનાં નિમિત્તો છે. વીર અને આદર્શ પૂર્વ પુરુષોનાં ચરિત સાંભળવા લોકો એકઠા થતા. એ પ્રસંગ ઉપરથી 'કથા' શબ્દ તેવા 'ચરિત' અર્થમાં જ વપરાવા લાગ્યો; જેમ કે 'રામકથા', 'કૃષ્ણકથા' ઇત્યાદિ. એટલું જ નહિ પણ તેવા ચરિતની ખાસ વાચનપદ્ધતિના અર્થમાં પણ વપરાવા લાગ્યો; જેમ કે ભારતની કથા થાય છે, રામાયણની કથા થાય છે ઇત્યાદિ. આવે પ્રસંગે એકત્ર થયેલ મનુષ્યોમાં વિવિધ ચર્ચાઓ પણ થતી. કોઈ વાર પ્રશ્નોત્તર ચાલતા તો કોઈ વાર અમુક વિષય પર મતભેદ ધરાવનાર વ્યક્તિઓ પોતપોતાના પક્ષની પુષ્ટિ અને બીજાના પક્ષનું ખંડન કરવા ચર્ચા પણ કરતા. આવી ચર્ચાના અર્થમાં પણ 'કથા' શબ્દ યોજાવા લાગ્યો. અને તે છેવટે એ અર્થમાં રૂઢ થઈ પારિભાષિક રૂપે દર્શનસાહિત્યમાં પ્રસિદ્ધ થયો

અને સચવાઈ રહ્યો. આ લેખમાં એ શબ્દ પોતાના પારિભાષિક અર્થમાં જ સમજવાનો છે. **તેથી 'કથા' શબ્દનો 'કોઈ પણ વિચારણીય વિષયમાં મતભેદ ધરાવનાર બંને પક્ષકારોની નિયમસર ઉક્તિપ્રત્યુક્તિ રૂપ ચર્ચા'[1] એવો એક અર્થ રૂઢ થયો છે.**

૩. **ઉત્પત્તિબીજઃ**—કથાપદ્ધતિ મતભેદમાંથી જન્મે છે તેથી મતભેદ તેની ઉત્પત્તિનું પ્રાથમિક બીજ છે. પણ અમુક વિષયમાં બે વ્યક્તિઓનો મતભેદ થયો એટલે તે મતભેદમાત્રથી જ કાંઈ બંને જણ તે વિષય ઉપર કથાપદ્ધતિ દ્વારા વિચાર કરવા મંડી જતા નથી. પરંતુ જ્યારે એ મતભેદ પુષ્ટ બની માણસના ચિત્તમાં વ્યક્તરૂપ પામે છે ત્યારે પક્ષભેદનું રૂપ ધારણ કરે છે, અને તે પક્ષભેદ પક્ષકારોને મતભેદના વિષયમાં કથાપદ્ધતિદ્વારા ચર્ચા કરવા પ્રેરે છે. આ પક્ષભેદ ઘણીવાર શુદ્ધ, કોઈ પણ જાતની સાંપ્રદાયિક અસ્મિતાથી અદૂષિત હોય છે; તો ઘણીવાર કોઈ ને કોઈ જાતની અસ્મિતાથી દૂષિત થયેલો પણ હોય છે. શુદ્ધ પક્ષભેદમાંથી ચાલતી કથાપદ્ધતિ અને દૂષિત પક્ષભેદમાંથી ચાલતી કથાપદ્ધતિ વચ્ચે ઘણું જ અંતર હોય છે. તેનું કારણ એ છે કે શુદ્ધ પક્ષભેદ હોય ત્યારે પક્ષકારોનાં મનમાં તત્ત્વનિર્ણય (સત્યજ્ઞાન) આપવાની કે મેળવવાની ઇચ્છા હોય છે; જ્યારે મલિન પક્ષભેદમાં તેમ નથી હોતું. તેમાં તો એકબીજાને જીતવાની અને જીત દ્વારા ખ્યાતિ પ્રાપ્ત કરવાની અગર બીજા કોઈ ભૌતિક લાભો મેળવવાની ઇચ્છા હોય છે. તેથી મતભેદ એ કથાપદ્ધતિનું સામાન્ય કારણ અને તત્ત્વનિર્ણયની ઇચ્છા તથા વિજયની ઇચ્છા એ તેનાં વિશેષ કારણો છે એ સમજી લેવું જોઈએ.

૪. **ઉત્પાદક પ્રસંગોઃ**—માણસ એકલો મટી સમુદાયમાં મુકાયો એટલે તેનો કોઈની સાથે મતભેદ તો થવાનો જ. જોકે મતભેદની પ્રેરક અને પોષક આંતરિક સામગ્રી (યોગ્યતા, વાસના અને દૃષ્ટિભેદ) તો સર્વદેશ, અને સર્વકાળે મનુષ્યહૃદયમાં સમાન હોય છે, પણ તેના બાહ્ય પ્રસંગો દરેક દેશ, દરેક કાળ અને દરેક જાતિના મનુષ્ય માટે કાંઈ સરખા જ હોતા નથી. સોક્રેટીસ પહેલાંના પ્રાચીન ગ્રીક અને પ્રાચીન ભારતીય સાહિત્યિક ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે કે બંને દેશના તે વખતના વિદ્વાનોની ચર્ચાપદ્ધતિના ઉત્પાદક બાહ્ય પ્રસંગો જુદા જ હતા. ગ્રીક વિદ્વાનો સામાજિક અને રાજકીય મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈ ચર્ચામાં ઊતરતા, અને વક્તૃત્વ કળાની કસરત

---

[1] જુઓ, ન્યાયસૂત્રવૃત્તિ, અ. ૧, આ. ૨ સૂ. ૧. તથા બંગાળી અનુવાદ.

કરતા;[2] જ્યારે ભારતીય વિદ્વાનો ધાર્મિક ક્રિયાકલાપો, આધ્યાત્મિક તત્ત્વો, સામાજિક નીતિપ્રથાઓ અને ધાર્મિક જીવન વગેરેના મતભેદથી ચર્ચા કરવા પ્રેરાતા.[3] તેનું પરિણામ પણ જુદું જુદું આવેલું બંને દેશના સાહિત્યમાં નજરે પડે છે. પ્રાચીન ગ્રીક સાહિત્યમાં આધ્યાત્મિક દૃષ્ટિએ ઉપનિષદોની કક્ષામાં મૂકી શકાય એવા સાહિત્યના અભાવ ઉપરથી આ ભેદ સહેજે કળી શકાય છે. સમય બદલાતાં વળી બંને દેશના વિદ્વાનોની માનસસૃષ્ટિમાં ફેર પણ પડેલો જણાય છે. ચર્ચાની ભૂમિકામાં સોક્રેટીસનું પદાર્પણ થતાં જ ગ્રીક વિચારસૃષ્ટિનું વલણ સત્યદર્શન તરફ થાય છે,[4] અને ભારતીય વિદ્વાનોનું માનસ સાંપ્રદાયિક અસ્મિતાથી વિશેષ કલુષિત થતાં જ તેઓમાં શુષ્ક, તર્ક, છળ અને વાગાડંબરવૃત્તિ વધે છે.

૫. **પ્રશ્નોત્તરપદ્ધતિ અને કથાપદ્ધતિ** :—પ્રશ્નોત્તર અને કથા (ચર્ચા) એ બે પદ્ધતિના મૂળમાં ઘણી આકર્ષક સમાનતા છતાં પણ તેના બાહ્ય સ્વરૂપમાં ભેદ છે. પ્રશ્નોત્તર પદ્ધતિમાં એક પૂછે છે ને બીજો ઉત્તર આપે છે, એટલે એક શ્રોતાને અને બીજો વક્તાને પદે છે; જ્યારે ચર્ચાપદ્ધતિમાં વાદી પ્રતિવાદી બંને સમાન પદે છે. પશ્નોત્તરપદ્ધતિમાં પ્રશ્નકર્તા અને ઉત્તરદાતા એ બંને પોતાની વાત દલીલ સિવાય મુદ્દા પૂરતી પણ કહી શકે, જ્યારે ચર્ચાપદ્ધતિમાં તેમ ન ચાલે; તેમાં તો વાદી-પ્રતિવાદી બંનેને દાખલા-દલીલ આપવા અનિવાર્ય થઈ પડે છે. પ્રશ્નોત્તરપદ્ધતિમાં બે વકતા શ્રોતા વચ્ચે પક્ષભેદ અને અને સિદ્ધાંતભેદ હોવાનો કાંઈ નિયમ નથી, જ્યારે ચર્ચાપદ્ધતિમાં પક્ષભેદ અને સિદ્ધાંતભેદ હોવાનો જ. સારાંશ કે પ્રશ્નોત્તરપદ્ધતિમાં પ્રશ્નકર્તા અને ઉત્તરદાતાની વાક્યરચના ન્યાય (પંચાવયવ) થી યુક્ત હોવાનો નિયમ નથી; જ્યારે ચર્ચાપદ્ધતિમાં વાદી-પ્રતિવાદી બંનેની વાક્યરચના સ્પષ્ટ કે અસ્પષ્ટરૂપે ન્યાયયુક્ત હોય છે જ. બાહ્ય સ્વરૂપમાં આવો ભેદ હોવા છતાં તેના ઉદ્ગમમાં તેવો ભેદ નથી. જેમ પ્રશ્નોત્તર એ જ્ઞાનેચ્છા અને જયેચ્છામાંથી જન્મ પામે છે, તેમ ચર્ચા પણ તેમાંથી જ જન્મ પામે છે. જે વ્યક્તિ કોઈ વસ્તુનું સામાન્ય

---

૨. જુઓ, વિન્ડલબાન્ડની A His. of Philosophy, પૃ. ૮૭, વિભાગ ૮ અને આગળ.

૩. આ કથનનો પુરાવો બ્રાહ્મણો, ઉપનિષદો, સૂત્રો, જૈન આગમો અને બૌદ્ધ ત્રિપિટક જોતાં સહેજે મળી આવશે.

૪. જુઓ, ફૂટનોટ ૨.

જ્ઞાન અગર વિશેષજ્ઞાન મેળવવા ઇચ્છે, તે જ બીજા તજ્જ્ઞને પ્રશ્નો કરે છે. આ જાતના પ્રશ્નોનો ઉદ્‌ગમ જિજ્ઞાસામાંથી થાય છે. વળી બીજી કોઈ વ્યક્તિ પોતે કોઈ વસ્તુનું જ્ઞાન મેળવવા ખાતર નહિ, પણ સામાને ચૂપ કરી પરાજિત કરવાની ઇચ્છાથી પ્રશ્નો કરે છે. આવા પ્રશ્નોનો ઉદ્‌ગમ જયેચ્છામાંથી થાય છે. તેવી જ રીતે ચર્ચાની બાબતમાં પણ છે. કોઈ ચર્ચાકારો જ્ઞાન (શુદ્ધ જ્ઞાન) મેળવવાના ઇરાદાથી ચર્ચા કરવા પ્રેરાય છે, જ્યારે બીજાઓ કેટલાક અંદર અંદર એક બીજાને હાર આપવાના ઉદ્દેશથી ચર્ચા કરવા પ્રેરાય છે. આ રીતે પ્રશ્નોત્તર તથા ચર્ચાપદ્ધતિના ઉદ્‌ગમમાં જ્ઞાનેચ્છા અને જયેચ્છાનું તત્ત્વ સમાન હોવા છતાં એમનાં મૂળમાં એક સૂક્ષ્મ પણ જાણવા જેવો તફાવત છે. અને તે એ કે જ્ઞાનેચ્છામૂલક કોઈ પણ જાતનો પ્રશ્ન કરનાર માણસ પોતાના જ્ઞાન વિષે જેટલો અસ્થિર અને અચોક્કસ સંભવી શકે, તેટલો વધારે સ્થિર અને વધારે ચોક્કસ ચર્ચા કરનાર હોય છે. સારાંશ કે પ્રશ્નોત્તર પદ્ધતિમાં ( જયેચ્છામૂલકપદ્ધતિ બાદ કરીએ તો ) શ્રદ્ધા મુખ્ય હોય છે, અર્થાત્ તે ઉપદેશ-પ્રધાન બને છે; જ્યારે ચર્ચાપદ્ધતિમાં પ્રજ્ઞા અને તર્ક મુખ્ય હોઈ તે હેતુપ્રધાન બને છે.[૫] આ ઉપરાંત બીજો ધ્યાન દેવા લાયક તફાવત એ છે કે પ્રશ્નોત્તર-પદ્ધતિના મૂળમાં રહેલી જ્ઞાનેચ્છા અને કથાના મૂળમાં રહેલી જ્ઞાનેચ્છા એ બંને જ્ઞાનેચ્છારૂપે સમાન હોવા છતાં પણ કાંઈક જુદા જુદા પ્રકારની હોય છે. કારણ કે જે પ્રશ્નો વસ્તુના અજ્ઞાનથી જન્મ પામે છે તે તેનું સામાન્ય જ્ઞાન મળતાં જ શમી જાય છે, પણ ચર્ચામાં તેમ નથી હોતું. ચર્ચામાં તો બંને પક્ષકારોને પોતપોતાના પક્ષનું અમુક અંશે નિશ્ચિત જ્ઞાન હોવા છતાં વિશેષ પ્રકારના તત્ત્વનિર્ણયની જ ઇચ્છા ચર્ચાની પ્રેરક હોય છે; એટલે ચર્ચાના મૂળમાં રહેલી જ્ઞાનેચ્છા એ સામાન્ય જ્ઞાનેચ્છા ન હોતાં તત્ત્વનિર્ણયેચ્છારૂપ હોય છે. આટલો તફાવત જાણી લીધા પછી આગળનું વિવેચન સમજવું વધારે સરલ થશે.

૬. **સમયવિભાગ**:–અહીં જે કથાપદ્ધતિનો ઇતિહાસ આલેખવા ધાર્યો છે, તેના બે અંશો છે : કથાના સ્વરૂપ( લક્ષણ )નો ઇતિહાસ અને તેના

૫. અહીંયાં પ્રશ્ન થશે કે એક બાજુ પ્લેટોના જેવા સંવાદોનો અને બીજી બાજુ હાલની ડીબેટ પદ્ધતિનો શેમાં સમાવેશ થઈ શકે. પ્લેટોના સંવાદો એ પ્રશ્નોત્તર પદ્ધતિ અને કથાપદ્ધતિનું વચલું સ્વરૂપ છે, જ્યારે ડીબેટ પદ્ધતિનો તો કથાપદ્ધતિમાં જ સમાવેશ કરવો જોઈએ. જોકે એમાં કોઈ પંચાવયવી અથવા ત્રિઅવયવી ન્યાયવાક્યનો સ્પષ્ટ રીતે ઉપયોગ નથી કરતું, છતાં પણ તેમાં તે ગર્ભિત રીતે તો હોય છે જ; અને કોઈ વાદીની ઇચ્છા થાય તો તે સ્પષ્ટ પણ કરવું પડે. સાધારણ રીતે હેતુકથનથી જ ચલાવી લેવાય છે.

સાહિત્યનો ઇતિહાસ. આ બંને પ્રકારનો ઇતિહાસ જે સાહિત્યમાંથી તારવવાનો છે તે સાહિત્યના સમયને ત્રણ વિભાગમાં અહીં વહેંચી નાખીશું. આથી પ્રસ્તુત વિષયના ઇતિહાસમાં ઉત્તરોત્તર કેવાં કેવાં રૂપાન્તરો થતાં આવ્યાં છે, વિદ્વાનોની બાહ્ય સૃષ્ટિ અને ગ્રન્થલેખકોની માનસસૃષ્ટિ કેવી કેવી બદલાતી ગઈ છે તે જાણવું સુગમ થશે. તે ત્રણ વિભાગો આ પ્રમાણે છે: (क) વિક્રમ સંવત્ પહેલાંનો સમય, (ख) વિક્રમની પ્રથમ સદીથી નવમી સદી સુધીનો સમય, (ग) નવમી સદીના ઉત્તરાર્ધથી આજ સુધીનો સમય. આ ત્રણેને અનુક્રમે પૂર્વવર્તી સમય, મધ્યવર્તી સમય અને ઉત્તરવર્તી સમય એવાં નામોથી અહીં ઓળખીશું. આ ત્રણે વિભાગના સાહિત્યમાં વૈદિક, જૈન અને બૌદ્ધ સંપ્રદાયનું એટલે સમગ્ર ઉપલબ્ધ હિંદુ સાહિત્ય આવી જાય છે.

**૭. મહર્ષિ ગૌતમનાં ન્યાયસૂત્રો.**—અત્યારે ભારતવર્ષનું વૈદિક, બૌદ્ધ અને જૈન એ ત્રણ સંપ્રદાયોમાં વહેંચાયેલું જેટલું સાહિત્ય ઉપલબ્ધ છે, તેમાં કથાપદ્ધતિના સ્વરૂપનું સ્પષ્ટ નિરૂપણ હોય એવો સૌથી પ્રાચીન ગ્રન્થ મહર્ષિ અક્ષપાદ ગૌતમનો રચેલો છે. આ ગ્રન્થ 'ન્યાયસૂત્ર'ને નામે પ્રસિદ્ધ છે. અત્યારે તે જ ન્યાયદર્શનનો આદિ ગ્રન્થ લેખાય છે, અને તે પાંચ અધ્યાયમાં વહેંચાયેલો હોઈ 'પંચાધ્યાયી' પણ કહેવાય છે. દરેક અધ્યાયનાં બે એટલે કુલ તેનાં દશ આહ્નિક છે. તેનાં સૂત્રો, પ્રકરણો, પદો અને અક્ષરોની સંખ્યા અનુક્રમે ૫૨૮, ૮૪, ૧૯૬, ૮૩૮૫ છે.

**૮. કથાપદ્ધતિની જ મુખ્યતા:**—કેટલાક વિચારકો આ ન્યાયસૂત્રોના સોળ પદાર્થોમાં પ્રમાણનું પ્રથમ સ્થાન જોઈ અને તેમાં પ્રમાણના નિરૂપણની અતિસ્પષ્ટતા જોઈ એ સૂત્રોને પ્રમાણપદ્ધતિના ગ્રન્થ તરીકે ઓળખે છે. પણ એ સૂત્રોનો ટીકાકાર વાત્સ્યાયન તેને ન્યાય નામ આપે છે, અને ન્યાયપદ્ધતિના ગ્રન્થ તરીકે ઓળખવાની સૂચના કરે છે. બારીકીથી વિચારતાં એ સૂત્રોને કથાપદ્ધતિના ગ્રન્થ તરીકે જ ઓળખવામાં વિશેષ ઔચિત્ય છે.

પંચાવયવરૂપ ન્યાયની પ્રથમ યોજના અક્ષપાદે કરી છે. સોળ પદાર્થમાંના ઘણાનો સંબંધ એ ન્યાય સાથે છે એવી ધારણાથી કે વાત્સ્યાયને એને ન્યાય એ નામ આપ્યું હોય તો એ એક રીતે ઠીક છે. છતાં સોળે પદાર્થોના સંબંધ જેવી રીતે કથાપદ્ધતિ સાથે બંધ બેસે છે તેવો તો ન્યાય સાથે બંધ નથી જ બેસતો. તેથી સૂત્રકારની દૃષ્ટિમાં કથાપદ્ધતિની જ પ્રધાનતા હોવાનો સંભવ છે. અર્થાત્ સૂત્રકારે પોતાના ગ્રન્થમાં સોળ પદાર્થોનું જે નિરૂપણ કર્યું છે તે કથાપદ્ધતિના જ્ઞાનની પરિપૂર્તિ માટે જ છે એમ માનવું જોઈએ.

**૯. કથાપદ્ધતિ સાથે સોળ પદાર્થોનો સંબંધઃ**—પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાનઃ આ ન્યાયસૂત્રના સોળ પદાર્થો છે.

પાંચ અવયવ એ જ ન્યાયવાક્ય અગર પરાર્થાનુમાન કહેવાય છે. ચારે પ્રમાણો તો ન્યાયવાક્યમાં સમાઈ જાય છે. પ્રમેય વિના તો ન્યાય ચાલી શકે જ નહિ. પ્રમેય એ તો ન્યાયનું પ્રતિપાદ્ય વસ્તુ છે. સંશય, પ્રયોજન અને દૃષ્ટાંત ન્યાયના પૂર્વાંગ તરીકે મનાયાં છે, કારણ કે એ ત્રણ વિના ન્યાયનું ઉત્થાન જ થતું નથી. સિદ્ધાંત એ ન્યાયનો આશ્રય છે. તર્ક અને નિર્ણયને ન્યાયના ઉત્તરાંગ માનેલ છે. વાદ, જલ્પ અને વિતંડાની પ્રવૃત્તિ ન્યાયને આધારે ચાલે છે એમ કહ્યું છે. હેત્વાભાસ ન્યાયમાં જ સંભવે છે. છળ, જાતિ અને નિગ્રહસ્થાનનો સંબંધ પણ જલ્પ દ્વારા ન્યાય સાથે છે. આ રીતે કોઈ ને કોઈ દૃષ્ટિએ પંદરે પદાર્થોનો સંબંધ અવયવાત્મક ન્યાય સાથે જોડી શકાય છે. પણ ન્યાયનો ઉપયોગ શો એ પ્રશ્નનો ઉત્તર વિચારતાં કહેવું પડે છે કે તે કથાને અર્થે છે. કોઈ જાતની કથા હોય તેમાં ન્યાય સિવાય ચાલે જ નહિ એટલે ઉક્ત ન્યાયસૂત્રોમાં પ્રતિપાદિત સોળે પદાર્થોને કથાપદ્ધતિના જ્ઞાનની સામગ્રી જ સમજવા જોઈએ. આ સોળ પદાર્થોના પરિચય માટે અને ખાસ કરી છળ, જાતિ અને નિગ્રહસ્થાનના વિશેષ ખુલાસા માટે જુઓ પરિશિષ્ટ ૧.

**૧૦. ન્યાયસૂત્ર પહેલાનું કથાપદ્ધતિવિષક સાહિત્યઃ**— જોકે ઉપલબ્ધ સાહિત્યમાં કથાપદ્ધતિનો સૌથી પ્રાચીન ગ્રન્થ ગૌતમની પંચાધ્યાયી જ છે, પણ તેના પહેલાં તે વિષયના ગ્રન્થ કે ગ્રન્થો રચાયા નહિ હોય એમ માનવાને કાંઈ કારણ નથી. તેથી ઊલટું આ પંચાધ્યાયી પહેલાં પણ તે વિષયના ગ્રન્થો જરૂર રચાયેલા હોવા જોઈએ એમ માનવાને નીચેનાં કારણો છેઃ—

(ક) ગૌતમની પંચાધ્યાયીમાં પદાર્થોનું વર્ણન જેટલું સ્પષ્ટ, નિશ્ચિત અને વ્યવસ્થિત છે તે પૂર્વકાલીન વિદ્વાનોના તે વિષયના દીર્ઘકાલીન અભ્યાસ અને ચિંતનનો વારસો સ્વીકાર્યા વિના એકાએક સંભવી ન શકે.

(ખ) ગૌતમનાં સૂત્રોમાં વાદ, જલ્પ અને વિતણ્ડાનું સ્વરૂપ અને એમાં યોજાતાં છળ, જાતિ અને નિગ્રહસ્થાનનું સ્વરૂપ, તેની સંખ્યા અને ઉદાહરણો

જે આપ્યાં છે તે પૂર્વકાલીન દાર્શનિક વિદ્વાનોની લાંબાકાળની વિદ્યાગોષ્ઠી અને પારસ્પરિક વાદવિવાદની પ્રવૃત્તિ અને તત્સંબંધી શિક્ષાની પરંપરાનો વારસો માન્યા સિવાય એકાએક ન જ સંભવી શકે.

(ग) એ સૂત્રોમાં જે અનેક મતમતાંતરો નોંધી તેનું નિરસન વાદ-પદ્ધતિએ કરવામાં આવ્યું છે તે ભિન્ન ભિન્ન દર્શનના પૂર્વકાલીન વિદ્વાનો એકબીજાના દર્શનનું જ્ઞાન કેટલું સાવધપણે મેળવતા અને તેનું નિરસન કરવા કેટલું ચિંતન કરતા, તથા પોતાનો પક્ષ બચાવવા કેટલી ચર્ચામાં ઊતરતા એનું સૂચક છે.

આ તર્કના સમર્થનમાં નીચેના પુરાવા ટાંકી શકાય એમ છે. ઋગ્વેદના અને અથર્વવેદનાં પ્રશ્નાત્મક અને કોયડા રજૂ કરતાં સૂક્તો, બ્રાહ્મણોની વિવિધ વિષયો ઉપરની ચર્ચાઓ અને ઉપનિષદોના સંવાદો તત્કાલીન આર્યોની ચર્ચાપ્રવૃત્તિનો પુરાવો આપે છે. યાસ્કાચાર્યનું નિરુક્ત તો વાદપદ્ધતિથી લખાયેલો ગ્રંથ છે; એટલું જ નહિ પણ પોતાથી પૂર્વકાલીન વ્યવસ્થિત ચર્ચાઓનો સૂચક છે.

આ ઉપરાંત બૌદ્ધ ત્રિપિટક અને જૈન આગમોમાં જે અનેક પ્રતિ-પક્ષોના ઉલ્લેખો આવે છે તે પણ આ પ્રવૃત્તિનો જ પુરાવો આપે છે.[૬] જૈનોના આગમો પૈકી ઔપપાતિક નામના ઉપાંગમાં દીર્ઘ તપસ્વી મહાવીરના ૪૦૦ વાદકુશળ શિષ્યો હોવાનો ઉલ્લેખ છે.[૭] કલ્પસૂત્રમાં પણ આ પરંપરા નોંધાઈ છે. તેમ જ રાયપસેણીય ઉપાંગમાં કેશી અને પ્રસેનજિત રાજાનો સંવાદ ચર્ચા-પદ્ધતિનું ભાન કરાવે છે. બૌદ્ધોના સંયુત્ત નિકાયમાંના વંગીસસંયુત્ત નામના પ્રકરણના બારમા સુત્તની અટ્ઠકથામાં વંગીસની માતા વાદપટુ પરિવ્રાજિકા હતી, એને પાંચસો જાતના વાદો આવડતા હતા અને એ સર્વ પરિવ્રાજકોને હરાવતી એવો ઉલ્લેખ છે.[૮] બૌદ્ધસાહિત્યમાં વાદવિવાદમાં ગૂંથાયેલા રહેતા હત્થક શાકચપુત્રનો ઉલ્લેખ છે. "બીજા પંથના પરિવ્રાજકો સાથે વાદવિવાદ કરતી વખતે, એક વખતે પોતાનો અમુક મુદ્દો છે એમ કહી બીજી જ ક્ષણે એ મુદ્દો પોતાનો નથી જ એવું પ્રતિપાદન કરતો; અથવા એ વાત ઉડાડી દઈ બીજી જ વાત કરવા માંડતો. અમુક વખતે અમુક ઠેકાણે વાદ માટે હાજર

૬. જુઓ, પુરાતત્ત્વ, પુ. ૨, અં. ૧ અને પુ. ૩, અં. ૨.
૭. ઔપપાતિક સૂ. સૂ. ૧૬.
૮. બૌદ્ધ સંઘનો પરિચય, પૃ. ૨૩૮.

રહીશ એમ કહી તે વખતે હાજર થતો નહિ. ઈતર પંથના પરિવ્રાજકો તેના આ વર્તન ઉપર ટીકા કરવા લાગ્યા."[૯]

ચાણક્યના અર્થશાસ્ત્રમાં આન્વીક્ષિકી વિદ્યાનો ઉલ્લેખ છે તે પૂર્વવર્તી ઘણા લાંબા સમયથી ચાલી આવતી અને બીજી વિદ્યાઓની પેઠે સ્થિરતા પામેલી આન્વીક્ષિકીનો જ સૂચક છે.

આ પુરાવા ચર્ચાપ્રવૃત્તિના સૂચક છે. તે ઉપરાંત જેમાં ચર્ચાને લગતા પદાર્થોનું એક અથવા બીજી રીતે વર્ણન હોય તેવા પણ પુરાવાનો અભાવ નથી. જૈન આગમોમાં પણ પ્રાચીન ગણાતાં અગિયાર અંગો પૈકી સ્થાનાંગ નામના ત્રીજા અંગમાં કથા, દૃષ્ટાંત, હેતુ, વિવાદ અને દોષોનું જે વર્ણન છે તે નિવૃત્તિપરાયણ જૈન નિગ્ગન્ઠોની કથાપદ્ધતિવિષયક અદ્ભુત માહિતીનો અને અક્ષપાદ ગૌતમથી વર્ણિત પદાર્થો કરતાં કથાપદ્ધતિના વિષયમાં બીજી કોઈ ભિન્ન પ્રાચીન પરંપરાનો પુરાવો છે. સ્થાનાંગ નામના મૂળ આગમમાંનું એ વર્ણન વળી જૈનપરંપરા પ્રમાણે પ્રાચીન ગણાતા ભદ્રબાહુકૃત નિજ્જુત્તિ નામના ગ્રન્થમાં પણ છે સ્થાનાંગ અને નિજ્જુત્તિના એ વર્ણનથી એમ જણાય છે કે પ્રાચીન જૈન સાહિત્યમાં કથાપદ્ધતિવિષયક કોઈ ખાસ ગ્રન્થ અથવા પ્રકરણ પહેલાં હોવું જોઈએ. સ્થાનાંગના એ પદાર્થોની વિગત માટે જુઓ પરિશિષ્ટ ૨.

બૌદ્ધ સંપ્રદાયના પ્રાચીન ગણાતા ત્રિપિટક સાહિત્યમાં કથાપદ્ધતિવિષયક કોઈ ખાસ ગ્રન્થ રચાયો હોય તેનું સ્પષ્ટ પ્રમાણ અદ્યાપિ મારી જાણમાં નથી. છતાં અશોકના સમયમાં રચાયેલ મનાતા કથાવત્થુનામક ગ્રન્થમાં આપણે જોઈ શકીએ છીએ કે તેની વર્ણનપદ્ધતિ અને તેનું નામ એ બંને કથાપદ્ધતિનાં જ સૂચક છે. એટલું જ નહિ પણ તેમાં નિગ્રહસ્થાન શબ્દનો ઉલ્લેખ સુધ્ધાં છે અને તેનું વર્ણન મોટે ભાગે છળ, ખાસ કરી શબ્દછળથી ભરેલું છે. એ બધું તે સમયના અને તેના પુરોવર્તી સમયના વિદ્વાનોની માનસિક સૃષ્ટિ, વિચારદિશા અને લોકરુચિનું સૂચન કરે છે.

વૈદક સાહિત્યમાં સૌથી પ્રાચીન ગણાતા ચરકમાં કથાપદ્ધતિને લગતા પદાર્થોનું સવિસ્તર અને તે સમયનાં વૈજ્ઞાનિક ઉદાહરણોથી ભરપૂર વર્ણન છે. આ ગ્રંથનો સમય જોકે અનિશ્ચિત છે[૧૦] તોપણ તેમાંનું પ્રસ્તુત વર્ણન

---

૯. બૌદ્ધ સંઘનો પરિચય પૃ. ૧૧૬

૧૦ જુઓ દુર્ગાશંકર શાસ્ત્રીનો લેખ. પુરાતત્ત્વ પુ. ૩, પૃ. ૧૦૭. 'ચરકસંહિતાનો દઢબલની અનુપૂર્તિ વગેરેનો મૂળ ભાગ ઈ. સ. પૂર્વે બીજા સૈકાથી ઈ. સ. પૂર્વે પહેલાં શતક સુધીમાં હોવો જોઈએ.'

